ન્યા. મૂ.

# રાનડેનાં ધર્મપર વ્યાખ્યાનો.

( વ્યાખ્યાન ૧ થી ૧૫. )

મરાઠી ઉપરથી

ભાષાન્તર કર્તા અને પ્રકાશક

જીવનલાલ અમરશી મહેતા; અમદાવાદ.



આ પુસ્તક અમદાવાદ "યુનિયન" પ્રીન્ટિંગ પ્રેસમાં છાપ્યું.

ઇ. સ ૧૯૨૧] [આવૃત્તિ ૧ લી.

કિંમત બાર આના.

# પ્રસ્તાવના.

આ ધર્મપર વ્યાખ્યાનોનો સંગ્રહ કરવાનો હેતુ તે પરમ પૂજ્ય અત્યંત શુદ્ધ ચરણની સેવા પ્રત્યક્ષ નહિ તો આ રૂપે પણ થાય એ છે.

મુંબઈમાં પ્રાર્થનાસમાજમંદિરમાં ઉપાસનાક્રમ ચલાવવાનો પ્રસંગ તેમને જ્યારે જ્યારે પ્રાપ્ત થતો ત્યારે ત્યારે તેમની પ્રેમમય રસાળ વાણીનો ઓઘ એક વખત શરૂ થાય કે હૃદય ઉમળકાથી ઉભરાવા લાગે, મન તલ્લીન થાય, પળવારમાં પ્રાપંચિક દુઃખોનું વિસ્મરણ થાય, આશા અને આસ્થાનો હૃદયમાં પ્રવેશ થાય; એટલું જ નહિ પણ પોતે કદી કદી સાક્ષાત્ સ્વર્ગસુખ જ અનુભવે છે એમ તેમને લાગે. આ સ્થિતિ ઉપાસનાક્રમની શરૂઆતથી તે પૂર્ણ થાય ત્યાં સુધી જ રહેતી એમ નહિ, પરંતુ સમાજમાંથી ઘેર આવ્યા પછી તે પ્રેમાળ પણ મન ઉપર પૂર્ણપણે સંસ્કાર કરનારા શબ્દોથી જાગૃત કરેલા ધર્મવિચારો તેમના મનમાં કલાકોના કલાકો સુધી એકસરખા ઘોળાયા કરે, અને જાણે આજ પોતાને કોઇ ચડતો અધિકાર મળ્યો હોય અથવા પોતાની યોગ્યતા વધી હોય એમ લાગીને તેમને આનંદ થાય.

તે પ્રેમાળ, શાન્ત અને ગમ્ભીર વાણી પ્રત્યક્ષ સાંભળવાનું તો હવે મારા ભાગ્યમાં રહ્યું નથી; તોપણ, મારા હૃદયમાં રમી રહેલી મૂર્તિના મુખમાંથી નીકળેલી અમૃત વાણીનો–તે પવિત્ર ગંગાનો–હું આશ્રય કરૂં તો આવા દુઃખમાં પણ કંઇક અંશે સમાધાનનો માર્ગ મને મળશે, અને મનને સ્થૈર્ય તથા શાન્તિ પ્રાપ્ત થવાને તે જ પ્રસાદવાણી સર્વાંશે કારણભૂત થશે એવી મને પૂર્ણ ખાત્રી છે. આપણને નંદાદીપ પ્રગટ કરવાનું સામર્થ્ય ન હોય તો બળતા નંદાદીપની ફક્ત દિવેટ સંકોરવાથી પણ પુણ્ય થાય છે [1] એમ વડીલો કહેછે. બીજાએ પ્ર-

---

[1] પુણ્ય કરવાની આપણી શક્તિ ન હોય તો પુણ્ય કરનારાઓ તરફ આંગળી બતાવવાથી પણ તેટલા અંશે આપણને પુણ્યનો લાભ મળે છે.–ભા. ક.

ગટાવેલા નંદાદીપની દિવેટ સંકોરવાનું આટલું શ્રેય છે, અને આ ઉપદેશરૂપી ઉજ્જ્વલ જ્ઞાનદીપ તેમણે પોતે જ પ્રગટાવી મૂકેલો છે તેની દિવેટ સંકોરવાનું કામ મારૂં છે એમ સમજીને હું જે ઉપલબ્ધ છે તે ધર્મપર વ્યાખ્યાનો પુસ્તકરૂપે આજ પ્રસિદ્ધ કરૂંછું. આ વ્યાખ્યાનો મારી પેઠે અન્ય વાચકોને પણ કલ્યાણપ્રદ થાય એટલી જ પરમાત્મા પાસે મારી અનન્યભાવથી માગણી છે.

આમાંનાં ઘણાં વ્યાખ્યાનો રા. રા. દિનાનાથ વિષ્ણુ આડગાંવકર બી. એ., અને "સુબોધપત્રિકા" પત્રના મરાઠી વિભાગના સંપાદક રા. રા. દ્વારકાનાથ ગોવિંદ વૈદ્ય એમણે લખીને "સુબોધપત્રિકા"માં પ્રસિદ્ધ કરેલાં છે. તે જ પ્રમાણે કેટલાંએક વ્યાખ્યાનો "સુધારક", "મુંબઇ વૈભવ" અને "જ્ઞાનપ્રકાશ" પત્રોમાંથી પણ લીધેલાં છે, એ આ સ્થળે જણાવવું જોઇએ.

આ સંગ્રહ કરવાના તથા પુસ્તક છપાવી પ્રસિદ્ધ કરવાના કામમાં રા. રા. દ્વા૦ ગો૦ વૈદ્ય તરફથી મને જે સહાયતા મળી છે તે બદલ હું તેમની ઘણી આભારી છું. રા. રા. વૈદ્યની મદદ સિવાય આ કાર્ય આટલું જલદી પૂર્ણ થયું ન હોત એટલું જણાવવાથી તેમણે આસ્થાપૂર્વક અને એકનિષ્ઠપણે કરેલા શ્રમ વિષે વાચકો યોગ્ય કલ્પના કરી શકશે.

લોણાવળા, તા. ૨૫ જાન્યુઆરી સન ૧૯૦૨.

રમાબાઇ રાનડે

# ઉપોદ્ઘાત.

પ્રાર્થનાસમાજની સ્થાપના થઇ તે વખતે ધર્મનાં છ મૂળતત્વો કલ્પીને તે જેને માન્ય હશે તે સમાજમાં દાખલ થવાનો અધિકારી ગણાશે, એવો નિર્બન્ધ કરવામાં આવ્યો હતો; પરંતુ વ્યવહારમાંના વિકટ પ્રસંગોમાં અંતઃકરણમાં જે ચિંતા, ક્ષુબ્ધતા અને ભીતિ ઉત્પન્ન થાય છે તે નિરસ્ત થઇને ધર્મના યોગે સમાધાન, શાન્તિ અને ધૈર્ય ઉદિત થાય, અને એકંદરે અંતઃકરણમાં સદ્વૃત્તિ સ્થિર થઇ સદાચરણની પ્રવૃત્તિ થાય, એવું સ્વરૂપ તે ધર્મને પ્રાપ્ત થવા સારૂ ભિન્ન ભિન્ન પ્રકારે તે છ તત્વોનો વિકાસ કરવાની આવશ્યકતા હતી. સમાજ સંબંધે જે થોડા ઉપદેશકો થયા તેમણે આ વિકાસ ઘણે અંશે કરેલો છે; પરંતુ તેમણે આપેલાં સમગ્ર વ્યાખ્યાનો કોઇએ લખેલાં નથી. કેટલાંએક વ્યાખ્યાનોનો સારાંશ “સુબોધપત્રિકા” નામનું જે સાપ્તાહિક પત્ર સમાજ તરફથી પ્રસિદ્ધ થાયછે તેમાં છપાએલો છે. તે સિવાય તે પત્રિકામાં નિબંધો પણ થોડાએક છપાએલા છે; તથા સ્વતંત્ર છાપેલા કેટલાએક મરાઠી અને ઇંગ્રેજી નાના નાના ગ્રન્થો પણ છે. પરંતુ વર્તમાનપત્રમાં છપાએલા નિબંધો અથવા ઉપદેશોને સ્થાયિકપણું મળતું નથી. તે જ્યારે જોઇએ ત્યારે મળી શકતા નથી, અને જો બધા જ વાંચવા હોય તો તે ભિન્ન ભિન્ન સ્થળે હોવાથી તે મેળવવા દુષ્કર થઇ પડે છે. વળી વર્તમાનપત્રના બધા અંકો સાચવી રાખનારા ગૃહસ્થો પણ ઘણા થોડા હોય છે. આથી ધમવિકાસ વિષે જે ઉપદેશકોએ આજ સુધીમાં કામ કર્યું તે ઘણે અંશે વ્યર્થ જ ગયું કહેવાશે. એ ઉપદેશો અને નિબંધોનો સંગ્રહ કરીને તે સ્વતંત્ર પુસ્તકરૂપે જો કોઇએ છાપ્યા હોત તો આવું પરિણામ આવ્યું ન હોત. આવો સંગ્રહ કરવા પૂરતી આ કામમાં કોઇના મનમાં આસ્થા જ ઉત્પન્ન થઇ નથી; પરંતુ ધર્મ વિષેની આસ્થાથી જે કાર્ય થવાનું તે, અકાળે પરલોક ગએલા મારા મિત્ર રા. બા. માધવરાવ રાનડે એમના વિષે' એમનાં પત્ની “**गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्गं न च वयः**” આ ન્યાયથી પરિચિતવર્ગને

માન્ય એવાં **રમાબાઇ** એમની જે અસીમ ભક્તિ તેના યોગે હવે થાયછે.

રમાબાઇની લખેલી જે પ્રસ્તાવના છે તે વાંચતાં તેમની પતિ વિષેની પરમ પૂજ્યબુદ્ધિ અને પ્રેમ તથા તત્પૂર્વક તેમના ગુણોનું સતત અનુધ્યાન એવી રીતે સુવ્યક્ત થાય છે કે, વાંચનારનું મન ગદ્ગદ થયા સિવાય રહેતું નથી. પુષ્કળ પરિશ્રમ કરીને પતિએ કરેલા ઉપદેશો તપાસી આ પુસ્તક તેમણે તૈયાર કરેલું છે, તેથી જેઓ ધર્મની અભિવૃદ્ધિ ઇચ્છનારા છે તેમના ઉપર પણ એ બાઇનો ઘણો જ ઉપકાર થયો છે.

રા. બ. રાનડેના ઉપદેશમાં હમેશાં કંઇક પણ માર્મિક અંશ હોય છે જ, અને કોઇ પણ એક તત્વનો વિકાસ કરેલો હોય છે. તેઓ પૂનામાં હતા ત્યારે તેમના ઉપદેશો શ્રવણ કરવાનો મને લાભ હમેશાં મળતો હતો, તે ઉપદેશોમાંનું આ પુસ્તકમાં કાંઇ વિશેષ નથી; પરંતુ તેઓ મુંબઇ ગયા પછી તેમણે કરેલા ઉપદેશોનો ઘણો ભાગ આ સંગ્રહ છે. તથાપિ બન્ને સ્થળે આપેલા ઉપદેશોની શ્રેણી એક જ હતી. તેમણે એકનાથસ્વામીનાં વચનો લઇને ભાગવતધર્મનું જે ઉપપાદન કર્યું તેનો સારાંશ એવો છે કે, જ્ઞાનમાર્ગ અને યોગમાર્ગ એ જ બે ખરા માનીએ તો ઉન્નતિની આશા નથી એમ ઘણા સરળ મનુષ્યોને લાગશે; કારણ કે તે માર્ગ અત્યંત દુષ્કર અને માત્ર કોઇકને જ સાધ્ય થઇ શકે તેવા છે. કેવળ કર્મમાર્ગનું અવલંબન કર્યું હોય તો જડતા પ્રાપ્ત થાય છે,–અંતરાત્મા વિકસિત થતો નથી. પરંતુ ભાગવતધર્મ સર્વને ઓલાદોલાને પણ ગ્રાહ્ય તથા સાધ્ય થઇ શકે તેવો છે, અને તેના યોગે પ્રેમળતા, દયા, ક્ષમા, ઇત્યાદિ ગુણો અંતરાત્મામાં વિકસિત થાય છે. સિવાય આ માર્ગ સર્વ જાતનાં સ્ત્રી પુરુષો માટે જેમ ખુલ્લો છે, તે પ્રમાણે ઉપરના ત્રણ માર્ગ નથી. માટે ભાગવતધર્મ એટલે ઇશ્વર પ્રત્યે શુદ્ધ ભાવ વડે અનુરાગ અને તત્પૂર્વક તેનું ભજન તથા પૂજન એ જ માર્ગ શ્રેષ્ઠ. અન્ય માર્ગોમાં કેવળ સુખ એ જ ઉદ્દેશ હોય છે. ધર્મનું અવલંબન શામાટે કરવું ? આ પ્રશ્નનો જવાબ એવો મળે છે કે, સુખ થવા માટે. વિષયોપભોગથી પણ સુખ થાય છે તો

તેનો ત્યાગ શામાટે કરવો જોઇએ ? આનો ઉત્તર, તેથી સુખ અલ્પ અને ધર્મથી મળતું ઘણું વધારે, એવો મળે છે. જો આ તત્વ સ્વીકારીએ તો એવી મતિ થવાનો સંભવ છે કે, હાલ તુર્ત નજર આગળ જે સુખ થાય છે તેને છોડી દો અને જે વિષે આપણને પ્રત્યક્ષ જ્ઞાન નથી તે મરણ પામ્યા પછી મળશે એવો વિશ્વાસ રાખીને ધર્માચરણનું કષ્ટ સહન કરો. આવી મૂર્ખતા કોણ કરે ? આથી નજર આગળ જે પ્રાપ્ત થાય છે તે સુખ યથેચ્છ ભોગવીએ એવી મતિના યોગે ધર્મભ્રષ્ટતા થવાનો સંભવ છે. એટલા માટે ધર્મથી સુખપ્રાપ્તિ થાય છે એ મતનો પરિત્યાગ કરીને, પોતાના સ્વભાવનો જે દિવ્ય અંશ તેનો વિકાસ કરવો અને દયા, ક્ષમા, શાન્તિ, ઇત્યાદિ જે દૈવી સંપદ તે સંપાદન કરવી એ જ ધર્મનું સાધ્ય એમ સમજી ચાલવું જોઇએ, અને ભાગવત ધર્મમાં આ મત મુખ્ય માનવામાં આવેલ છે. હાલના ઇંગ્રેજી ગ્રન્થોમાં ધર્મનું સાધ્ય તે happiness સુખ નહિ પણ blessedness આનંદ એ છે. આ જ મત રા. બા. માધવરાવજીએ પોતાનાં વ્યાખ્યાનોમાં વિશદપણે દાખલ કરેલું છે, એ સર્વેએ લક્ષમાં રાખવા યોગ્ય છે. બીજા એક વ્યાખ્યાનમાં તેમણે સાધ્ય, સિદ્ધ અને સાધક એ ત્રણ વર્ગનું પ્રતિપાદન કરેલું છે. સાધ્ય એટલે કર્મમાર્ગી, સિદ્ધ એટલે જ્ઞાનમાર્ગી તથા યોગમાર્ગી અને સાધક એટલે ભક્તિમાર્ગી, અને આના સંબંધમાં પણ ઉપરના વિચારોનું ઉપપાદન કરેલું છે. બીજાં કેટલાંએક વ્યાખ્યાનોમાં " अवघें देखें जन ब्रह्मरूप " એ તુકારામનું વચન લઇને, સર્વ મનુષ્યોમાં જે દિવ્યભાવ એટલે ઇશ્વરીઅંશ છે તેનું જ અવલોકન આપણે કરવું એવો ઉપદેશ કરેલો છે; પરંતુ આપણને એવી ખરાબ આદત પડી છે કે, આપણે બીજાઓના દોષ તરફ જ વધારે લક્ષ રાખીએ છીએ, અને ઘણે ભાગે " **पुढीलांचे मना आणी गुणदोष, पूज्य आपणास करावया** " આ તુકારામની ઉક્તિ પ્રમાણે આપણી મહોટાઈ થાય એ ઉદ્દેશ ગર્ભિત હોય છે. આ પ્રકાર અત્યંત નિંદ્ય-સર્વ પ્રકારે અધમ છે. તેટલા માટે-તેનાથી આપણે હમેશાં બહુ દૂર રહેવા માટે સાવધ રહેવું જોઇએ, એ વિષય રા. બા. માધવરાવજીના ઉપદેશમાં તેમની નૈસર્ગિક સુજનતાના પ્રતાપને લીધે

વારંવાર આવતો હતો. તે ઉપદેશ સર્વથા ગ્રાહ્ય છે, પરંતુ સર્વ પ્રસંગે પ્રસિદ્ધપણે જેઓ પાપ કરનારા છે તેમનો અને જેઓ સતત પુણ્યશાળી છે તેમનો એક વર્ગ થઇને પુણ્યપાપનો ભેદ સમાજમાં નષ્ટ થયો છે એવું ન થાય તે સારૂ સાવધાનતા હોવી જોઇએ. આપણે પરાપૂર્વથી જે ધર્મપંથો ચાલતા આવેલા છે તેમાંના ગ્રાહ્યાંશનો આપણી સમાજમાં અવશ્ય સંગ્રહ કરવો જોઇએ એવો કટાક્ષ કરીને પણ રા. બા. માધવરાવજીએ કેટલાંક વ્યાખ્યાનો આપ્યાં હતાં, અને આ પુસ્તકમાં પણ તે પ્રકારનાં વ્યાખ્યાનો છે. વિચારી પુરુષોને આ મત પૂર્ણપણે માન્ય છે.

એકંદરે પૂજ્ય રમાબાઇએ તૈયાર કરીને છપાવેલું આ પુસ્તક, સત્યધર્માન્વેષણપર જનોને અને વિશેષતઃ પ્રાર્થના સમાજના સભાસદોને ઘણું જ ઉપયોગી થશે. કેટલાંએક વ્યાખ્યાનો તૂટક જેવાં દેખાય છે તેનું કારણ એ છે કે રા. બા. માધવરાવજી બોલતા હોય તે વખતે તેમના વિચારોની નોંધ લેનારથી તે સર્વે વિષયો ગ્રહણ થઇ ન શકવાથી અથવા વિસ્મરણ થવાથી તે તેવા પ્રકારનાં રહ્યાં છે. સિવાય આ પુસ્તક સાંવત્સરિક તિથિને દિવસે જ પ્રસિદ્ધ કરવાનો ઉદ્દેશ હોવાથી કેટલીક ઉતાવળ કરવાની જરૂર પડી તેથી પણ કેટલાક દોષો રહેલા છે, જે નવી આવૃત્તિમાં નીકળી જશે.

પૂના, સંગમાશ્રમ.<br>તા. ૨૮-૧-૧૯૦૨ } રામકૃષ્ણ ગોપાળ ભાંડારકર.

---

# न्यायमूर्ति महादेव गोविंद रानडेनां धर्मपर व्याख्यानो.

## ભાગવતધર્મ—( ભક્તિમાર્ગ. )

### વ્યાખ્યાન પહેલું.

મને કેટલાએક મહિના પૂર્વે અન્યત્ર એકનાથ મહારાજની પુણ્યતિથિ નિમિત્તે ભાષણ કરવાનો પ્રસંગ મળ્યો હતો. તે વખતે એ સાધુ પુરુષના ચરિત્રમાં વિશેષ એટલે ભાગવતધર્મપ્રતિપાદન એ જ છે એમ મેં કહ્યું હતું. તે સંબંધે મહારાજના સુપ્રસિદ્ધ "એકનાથી ભાગવત" ગ્રન્થમાંથી કેટલાએક નમુના ચુંટી કહાડીને ભાગવતધર્મનું સ્વરૂપ અને યોગ, જ્ઞાન તથા કર્મ એ ત્રણે માર્ગ કરતાં ભક્તિમાર્ગની શ્રેષ્ઠતા એકનાથ મહારાજે કેવા ઉત્તમ પ્રકારે બતાવી છે તે સમજવું એ આપણા સમાજબન્ધુઓને ઇષ્ટ છે એમ મને લાગે છે. એટલા સારૂ વચ્ચે એક રવિવાર જવા દઇને તે ચુંટી કહાડેલા નમુનાને આધારે ભાષણ કરવાનો મારો વિચાર છે. પ્રથમારંભે એક બે શંકાઓ ઉદ્ભવવા જેવી છે. પહેલી શંકા એ કે એકનાથ મહારાજને થઇ ગયાને ત્રણ શતક થઇ ગયાં છે, આપણે ઓગણીસમા શતકમાં છીએ તો તેમના સમયની સ્થિતિ અને મત વિષેની તેમની જે ઉક્તિઓ તેનો સાંપ્રત સમયે શો ઉપયોગ છે? સકૃદ્દર્શને એટલે ફક્ત કાલાંતર તરફ દૃષ્ટિ કરીએ તો આ શંકામાં કંઇક અર્થ છે એમ લાગશે. સાંપ્રત ઇતર દેશોમાં જે પ્રગતિ થાય છે તેવી જ આપણા દેશમાં પણ થાય છે એવી સમજૂતીથી આ આક્ષેપ કરવામાં આવે છે. ખરી રીતે જોઇએ તો આપણે ઓગણીશમા શતકમાંના નથી પરંતુ તેના કરતાં ઘણા પ્રાચીનકાળના છીએ એમ કહેવું પડશે. ઓગણીશમું શતક વગેરે શબ્દો જે લોકોના

બોલવામાં છે તે પાશ્ચાત્યોની અને આપણી તુલના કરી હોય તો આપણે નિદાન પાંચ છ શતક તો તેમની પાછળ છીએ એવું પ્રાંજલ-પણે કબુલ કરવું પડશે જ. જૂદિ જૂદિ ઋતુઓમાં એક જ પ્રવાહનું પાણી જેમ કોઇક વાર સ્વચ્છ અને કોઇક વાર ડોળાએલું, કોઇક વાર કમી અને કોઇક વાર અધિક હોય છે તે પ્રમાણે જ ધર્મ સંબંધે પણ આપણા દેશ-ની સ્થિતિમાં જે થોડુંએક અંતર પડેલું છે તેથી દેશની સ્થિતિ જૂદા જૂદા સમયે અનેક કારણોથી જૂદી જૂદી તરેહની થાય છે, એ જો ખરૂં છે તો એકનાથ મહારાજ સોળમા શતકમાં થઇ ગયા તે સમયની આપણી ભાષાની અને સમાજની સ્થિતિ જોતાં આપણે હાલ તેમના જ સમયમાં છીએ એમ કહીએ તો પ્રમાદ થશે નહિ. પ્રસ્તુત સમયમાં રા-જકીય પ્રકરણમાં જેવો ઉદ્યોગ અને હીલચાલ દેખાય છે, તેટલી જ કિંબહુના તેના કરતાં પણ અધિક ધર્મ સંબંધે નિરાશા અને ઉદાસીન-તા દેખાઇ આવે છે; આથી ધર્મના ખરા સ્વરૂપની સમજૂત લોકોને ક-રી આપવા વિષે થવો જોઇએ તેટલો યત્ન થતો નથી; માટે આપણ સર્વને માન્ય એવા સાધુ પુરુષના આ અત્યંત મહત્વની બાબતમાં શા વિચારો હતા તે જાણવું ઘણું આવશ્યક છે. બીજા કોઇ શંકા કરશે કે તુકારામ, રામદાસ, જ્ઞાનદેવ, એકનાથ, ઇત્યાદિ મહાપુરુષોનાં વચનો અ-ને વિચાર તમને પસંદ છે તો તેમનાં સર્વ વચનો અને સર્વ મતો ન સ્વીકારતાં કેટલાએક ચુંટી કહાડેલા નમુનાઓ કેમ લો છો ? આ શંકા ચારે તરફથી બોલાતી સંભળાય છે. એકનાથના ગ્રન્થો વાંચતાં તેઓ અદ્વૈતવાદી હોવાનું જણાય છે, પણ તેમના આચાર વિચાર મૂર્તિપૂજક-ના હતા. માટે પ્રાર્થનાસમાજ સરખી દ્વૈતવાદી મંડળીએ તેમનાં વચ-નોનો આદર કરવો એમ કહેવું કેટલાએકોને વિપરીત લાગવા જેવું છે. પરંતુ ખરો પ્રકાર એવો છે કે, ગમે તેવા મોટા પુરુષો થાય તોપણ તે સર્વ પ્રકારે સ્વતઃસિદ્ધ હોય છે એમ બનતું નથી. જે સમયમાં તેમ-નો જન્મ થાય છે તે સમયના આચાર વિચારોનો તેમના પર પરિણામ સહેજ રીતે બને છે. તેઓ જો કે સામર્થ્ય અને બુદ્ધિપ્રભાવવડે અ-ન્યલોકો કરતાં [illegible] હોય છે, તોપણ જે પ્રમાણે પાણીના પ્રવાહની સા-

મી દિશાએ જવાનું કઠણ હોય છે, તે જ પ્રમાણે કાલરૂપી પ્રવાહની સર્વથા વિરુદ્ધ જવું એ ઘણું જ મુશ્કેલ છે. આ વિષેની સત્યતા યેશૂ ખ્રિસ્ત, મહમદ, તુકારામ, આદિ સાધુ પુરુષોનાં જીવનચરિત્રો જોતાં સા. રી રીતે સમજાઇ આવશે. તેમના ગ્રન્થોમાં તે સમયના આચાર વિચા. રોની પુષ્કળ ઝાંખ હોય, તોપણ તેથી તેમાં આધ્યાત્મિક સંબંધની જે વિશેષ ઉક્તિઓ હોય તેની કિંમત સહેજ પણ ઓછી થતી નથી. તે- મ જ તે મહાપુરુષો અને આપણે સર્વે પાણીના પ્રવાહ પ્રમાણે એકસર- ખા ચાલતા કાલપ્રવાહ અને કર્મપરંપરના પરિણામ છીએ, તેથી તેમ- નો અને આપણો સર્વનો નિકટ સંબંધ છે એ લક્ષમાં રાખીને, તેમના ગ્રન્થોમાં તે સમયના કેટલાએક મતો મળી આવે તોપણ તેમાં જે વિશેષ ગુણદર્શક શુદ્ધ, સરળ અને સુવિચારનો ભાગ હોય તેની યો- ગ્યતા ઓછી ન ગણતાં, તે પ્રાંજલબુદ્ધિ તથા આદરથી સ્વીકારવાને આ- પણે તૈયાર રહેવું એ જ આપણ સર્વને ઉચિત છે. માટે વેદવ્યાસે શુ. કાચાર્યને, શુકાચાર્યે પરિક્ષિતને અને ઋષભદેવે જનક રાજાને કહેલો જે સંસ્કૃતભાષાબદ્ધ ભાગવતધર્મ જેનું નિરૂપણ મહારાષ્ટ્ર ભાષામાં એ કનાથ મહારાજે ઘણીજ ઉત્તમ રીતે કહેલું છે તે ભાગવતધર્મનું અથ. વા ભક્તિમાર્ગનું જ્ઞાન મેળવવું એ અત્યંત શ્રેયસ્કર છે.

કેવળ યોગમાર્ગ અગર જ્ઞાનમાર્ગ અથવા કર્મમાર્ગ સ્વીકારીને ચા. લવાનું જો કોઈના મનમાં આવે તોપણ વ્યવહારમાં તદનુરૂપ વર્તન કર. વાનું થોડાઓથી જ બની શકે છે; માટે ઈશ્વરકૃપાથી ભક્તિમાર્ગના ઉ. પદેશકો અને આચાર્યો પ્રત્યેક યુગમાં થઇ ગયા છે. શુકાચાર્ય નારદ અને પ્રલ્હાદાદિ વૈષ્ણવ સાધુઓએ ઉપદેશેલો જે ભાગવતધર્મ અથવા ભક્તિમાર્ગ તે સર્વ સમયની અને સર્વ દેશોની એક વાકયતા કરનારો ધર્મ છે. તેના સ્વરૂપના મુખ્ય તત્ત્વોનું એકનાથ મહારાજે કરેલું ઉત્તમ. વર્ણન વાંચતાં પહેલાં ભાગવતધર્મ અથવા ભક્તિમાર્ગ યોગમાર્ગ કરતાં શ્રેષ્ઠ છે એમ તેમણે જે ઓવીઓથી સિદ્ધ કરી બતાવ્યું છે તે આપ. ણે જોઇએ.

इंद्रियें कोंडितां न कोंडती, विषम सांडतां न सांडती।

पुढतपुढती बाधो येती, याळागीं हरिभक्ति द्योतिली वेदें ॥१॥
इंद्रियें कोंडवीं न लागतीं, सहज राहे विषयासक्ति ।
एवढें सामर्थ्य हरिभक्तीं, जाण निश्चितीं नृपवर्या ॥२॥
योगी इंद्रियें कोंडिती, ते भक्त लाविती भगवद्भक्तीं ।
योगी विषय जे त्यागिती, ते भक्त अर्पिती भगवंतीं ॥३॥
योगी विषय त्यागिती, त्यागितां देहदुःखी होती ।
भक्त भगवंती अर्पिती, तेणें होती नित्य मुक्त ॥४॥
दारा सुत गृह प्राण, करावे भगवंतासी अर्पण ।
हे भागवतधर्म पूर्ण, मुख्यत्वे भजन या नांव ॥५॥

યોગમાર્ગ એટલે ઇંદ્રિઓનું સંપૂર્ણ રીતે દમન કરીને તેમનો નાશ કરવો. એ પરમેશ્વરપ્રાપ્તિનો માર્ગ હોય તો તે દુઃસાધ્ય છે, માટે વેદોએ હરિભક્તિનો ઉપદેશ કર્યો છે, એમ કહીને ઇંદ્રિયો તથા વિષય એ બન્ને જો કે દુર્જય છે તોપણ તેને હરિભક્તિ તરફ વાળી પરમેશ્વરને અર્પણ કરતાં ભક્તને અલ્પ આયાસથી જ ભગવત્પ્રાપ્તિ કેવી રીતે થાય છે, તેનું ટૂંકામાં નિરૂપણ એકનાથ મહારાજે ઉપર લખેલી ઓવીઓમાંની "इंद्रियें कोंडितां न कोंडती" એ ઓવીમાં કરેલું છે. આપણને ઇંદ્રિયો આડે રસ્તે લઇ જાય છે માટે તેમને સરળ રસ્તે વાળવાને બદલે કૃશ અને લુલી લંગડી કરી નાખવાનો પ્રયત્ન કરવો એ કેવળ સાહસ છે, અને તેથી અંતે ત્રાસ અને મહેનતના પ્રમાણમાં ફાયદો થવો બહુ મુશ્કેલ છે, એવો મહાન સાધુ પુરુષોનો અભિપ્રાય છે. કૃષ્ણાર્જુન-સંવાદમાં અર્જુને પણ શ્રીકૃષ્ણને આ જ પ્રકારનો પોતાનો અનુભવ જણાવેલો છે. તે જ પ્રમાણે બૌદ્ધાવતારની પણ એક કથા સાંભળવા જેવી છે. શાક્યમુનિનું મન યોગમાર્ગમાંથી કેવી રીતે છૂટયું તે વિષે એક આખ્યાયિકા એવી છે કે, સર્વ સંગનો પરિત્યાગ કરીને અને રાજ્યપદને તરછોડી નાખીને તપશ્ચર્યાથી કૃશ થઇ અરણ્યમાં ફરતાં થાકી જવાથી શાક્યસિંહ એક ઝાડ નીચે વિશ્રાન્તિ માટે બેઠા હતા. એવામાં

નજીકના નગરમાં જવા સારૂ નીકળેલી એક નાયિકા પોતાના સાશ્રિત સાથે પાસેના એક ઝાડ નીચે આવીને ઉતરી. રસોઇ તૈયાર થવાને વાર હતી અને નવરાં બેઠાં વખત જતો ન હોવાથી તે નાયિકાએ ગાયન કરવાના ઉદ્દેશથી પોતાના સાશ્રિતને સારંગી તૈયાર કરવાનું કહ્યું. તાર ચઢાવીને સારંગી વગાડી જોઇ પણ બરોબર વાગી નહિ તેથી તેણે ફરી તાર ચઢાવતાં તેમાંના કેટલાક તાર તડાતડ તૂટવા લાગ્યા. આ જોઇને નાયિકાએ પોતાના સાશ્રિતને કહ્યું કે, " અરે શું તને પેલી તરફ બેઠેલા વેરાગીની પેઠે ભૂત ભરાયું છે કે શું ? તાણી તાણીને તાણવું તે કેટલું ? ક્યાં સુધી ? તૂટીને ટૂકડા થઇ જાય ત્યાં સુધી તાણવું કે શું ? તાણવું તે પણ હદમાંજ હોવું જોઇએ. " નાયિકાના આ શબ્દો શાક્યસિંહના કાનદ્વારા હૃદયમાં પેસતાં જ તેને પોતાની તપશ્ચર્યા ઉપર કંટાળો આવ્યો, અને આ નાયિકા પોતાને ઉત્તમ ગુરુ મળી એમ સમજી તેમણે યોગનું અનુષ્ઠાન છોડી દીધું; અને આત્મોન્નતિનો માર્ગ શોધી કહાડવા સારૂ તે સ્વતંત્ર વિચાર કરવા પ્રવૃત્ત થયા. ઢોંગી પેટભરૂ લોકોનો ઉપદેશ સત્ય માનીને કેવળ તન્નિર્દિષ્ટ માર્ગનું અવિચારથી ગ્રહણ અથવા અનુસરણ કરવું એ ધર્મપ્રકરણમાં અનિષ્ટ છે; માટે આપણે આપણા વિષે સ્વતઃ વિચાર કરવો જોઇએ. ભગવદ્ગીતામાં કેટલીક જગોએ સંન્યાસયોગની પ્રશંસા છે, તો પણ એકંદર રીતે જોતાં ગીતામાં જ્ઞાનયોગની યોગ્યતા અધિક સ્વીકારેલી છે; અને જ્ઞાનયોગ કરતાં પણ કર્મયોગની—એટલે કર્મફલ ત્યાગ કરીને ભક્તિપુરસ્સર ઇશ્વરપર વિશ્વાસ રાખવો એ જે ભક્તિમાર્ગ તેની—યોગ્યતા સર્વ કરતાં શ્રેષ્ઠ વર્ણવેલી છે. કેવળ કર્મઠપણાની યોગ્યતા બિલકુલ માનવામાં આવી નથી એમ જણાઇ આવે છે. કડકડતી ટાઢને વખતે ટાઢા હીમ સરખા પાણીમાં ડુબકી મારીને એકસરખી રીતે કલાકોના કલાકો સુધી બેસી રહેવું, પ્રખર ઉન્હાળામાં ખરા મધ્યાહ્નને ચારે બાજૂએ અગ્નિ સળગાવીને પંચાગ્નિસાધન કરવું, અગર આસન વાળીને સમાધી ચડાવવી, વગેરે જે તપના માર્ગ છે તેથી તો ઇંદ્રિયોની હેલના માત્ર થાય છે. આવા પ્રકારના તીવ્ર તપવડે ઇંદ્રિયદમન નહોતાં ઉલટ અમુક પ્રસંગે ગરબડ થાયછે. આ વિષેના અનેક દૃષ્ટાંતો મળી આવે છે.

વિશ્વામિત્રના ઉગ્ર તપનો ભંગ કરાવવા સારૂ ઇંદ્રે મેનકા અપ્સરાને મોકલી તે વખતે તે ઋષિની કેવી દશા થઇ, તે વગેરે પુરાણોમાંથી વાંચેલી અને સાંભળેલી કથાઓ આપ સર્વને અવગત હશે જ. તો આવી દુષ્કર ભાંજગડમાં ન પડતાં આપણા પાપનું હરણ થવા માટે પરમેશ્વરની એકનિષ્ઠાથી અને મનોભાવથી પ્રાર્થના કરવી એ જ માર્ગ સુગમ હોઇ, હાલના સર્વ ધર્મપંથોના લોકોને માન્ય થવા જેવો છે. યોગમાર્ગ અથવા તપનો માર્ગ એટલે આ સંસારરૂપી મહાસાગરને પોતાના જ સામર્થ્ય અને કૌશલ્ય વડે તરી જવાનો માર્ગ તો જેમને સાધ્ય હોય એવા ભાગ્યશાલી પુરુષો ક્વચિત જ મળી આવશે. તેમની નિંદા અથવા અવહેલના કરવાનો આપણો ઉદ્દેશ નથી, પરંતુ તેમનો અને આપણો વિવાદ એટલો જ છે કે તમારો માર્ગ સામાન્ય મનુષ્યોને અત્યંત દુર્ગમ છે. ભગવત્પ્રાપ્તિનો માર્ગ સર્વને ઘણો સુલભ હોવો જોઇએ. ભગવત્પ્રાપ્તિ સારૂ ઇંદ્રિયનિરોધની બિલકુલ જરૂર જ નથી એમ અમારૂં કહેવું નથી. ઇશ્વરે નિર્માણ કરેલી અતિ સુંદર સૃષ્ટિમાંના સર્વ પદાર્થો તરફ–તે આપણને સંસારબદ્ધ કરશે માટે–આંખો વિંચીને બિલકુલ ન જ જોવું અથવા તેનું બિલકુલ સેવન ન કરવું એ ભગવત્પ્રાપ્તિનો માર્ગ નથી; પણ અત્યંત રમ્ય અને સુખદારક એવો જે પરમેશ્વર તે જ યુક્તિપ્રયુક્તિથી આપણી ઇંદ્રિયોનો મુખ્ય વિષય થાય એવું કરવું–એટલે કાનવડે તેનું સ્તવન સાંભળવું; આંખોવડે અગણિત તારાગણ, અફાટ મહાસાગર, ઉંચા પર્વતો, સ્વચ્છ અને વિસ્તૃત ઉદકપ્રવાહ, ઉંડી ખીણો વગેરે જોઇ તેના અપાર સામર્થ્યનું અને અગાધ લીલાનું પ્રતિબિંબ આપણા મનપર ઉત્તમ રીતે ઠસાવવું; મોઢે તેના ગુણાનુવાદ ગાવા; પગવડે દેવાલયોમાં જવું; વગેરે કરવામાં ઇંદ્રિયો રમમાણ થાય એટલે તેનું ખરૂં દમન અને વશીકરણ થાયછે. ઇશ્વરની પવિત્ર ઇચ્છાને અનુસરીને નિર્માણ થયેલા પદાર્થોનો નિયમિતપણે ઉપભોગ લેવો, પણ તેનો દાતા અને ઉત્પન્નકર્તા જે પરમેશ્વર તેની વિસ્મૃતિ થવા જેટલા તેના ભોગમાં આસક્ત ન થવું. આટલું થાય એટલે પછી વિષયત્યાગની પણ જરૂર નથી. આ લક્ષમાં રાખીને ઇંદ્રિયોને સારૂં વલણ આપવું અને તેને પરમેશ્વરની સેવામાં રોકવી એ જ ઇંદ્રિયોનું ખરૂં વશીકરણ, અને એ જ ભાગવતધર્મનું પહેલું

પગથીઉં છે. મૂળ સંસ્કૃતમાં ઋષભદેવે જનકરાજાને તથા મહા-
રાષ્ટ્ર ભાષામાં એકનાથ મહારાજે કહ્યું છે તે આ જ છે, અને તેનું સારી
રીતે મનન કરવું એ આપણુ સર્વને માટે ઇષ્ટ તેમજ શ્રેયસ્કર છે.

---

## ભાગવતધર્મ-વ્યાખ્યાન બીજું.

ગયા વખતે યોગમાર્ગ કરતાં ભક્તિમાર્ગ શ્રેષ્ઠ છે એ બતાવવામાં આ-
વ્યું હતું. આજ જ્ઞાનમાર્ગ કરતાં પણ ભક્તિમાર્ગની યોગ્યતા અધિક છે
એ સાધુ એકનાથ મહારાજનાં વચનોથી સિદ્ધ કરી બતાવવાનું છે. તેમના
ભાગવતમાંથી મેં નીચેની પાંચ ઓવીંઓ ચૂંટી કહાડી છેઃ—

न करितां वेदशास्त्रव्युत्पत्ति, ऐशिया अज्ञाना निजात्मप्राप्ति ।
सुगम जोडे ब्रह्मस्थिति, या लागीं हरिभक्ति प्रकाशिली देवें ॥१॥
तें हें राया भागवत जाण, मुख्यत्वें भक्ति प्रमाण ।
भावें करितां भगवद्भजन, अज्ञान जन उद्धरती ॥२॥
स्त्री शूद्रादि अघवे, घालूनियां ये नाव ।
एकेच खेपे स्वयें न्यावे, भजन भावें परतीरा ॥३॥
येथें पोहणे याविण उतरणें, प्रयासें विण प्राप्ति घेणें ।
सुखोपायें ब्रह्म पावणें, यालागीं नारायणें प्रकाशिली भक्ति ॥४॥
भागवत धर्माची स्थिति, भाळींभोळीं भवाब्धि तरती ।
सुखोपायें ब्रह्म प्राप्ति, तेचि श्लोकार्थी विशद सांगे ॥५॥

જેમ યોગમાર્ગીઓ પ્રાચીન કાળમાં હતા અને હાલ નથી એમ
નથી, તેમ જ જ્ઞાનમાર્ગીઓ પણ પૂર્વકાળ પ્રમાણે જ પ્રસ્તુત સમયમાં પણ
છે. યોગ એ જ માત્ર પરમેશ્વરપ્રાપ્તિનો માર્ગ છે એમ જો કે આપણુને
માન્ય નથી; તથાપિ યોગનું મુખ્ય સાધન જે તપ તેનું અવલંબન કરવા-
થી જે કાંઇ ફળપ્રાપ્તિ થાય છે તે તરફ આપણે સર્વથૈવ દુર્લક્ષ કરી
શકતા નથી. પરંતુ યોગમાર્ગ કરતાં સૌમ્ય ઉપાયોથી તે ફળ સાધ્ય

થાય છે, તો તે દ્વારા પ્રાપ્ત કરી લેવું ઇષ્ટ છે, એટલું જ કહેવાનો મારો ઉદ્દેશ હતો. યોગમાર્ગ દુષ્કર છે માટે ઈંદ્રિયોને સર્વસ્વ છૂટી મૂકી શકાય નહિ, તેનો યોગ્ય પ્રસંગે તો નિરોધ કરવો જોઇએ. તેને યથેચ્છ વર્તવાની છૂટ આપીએ તો તો આપણે પશુવત્ થઇએ છીએ. તેનો સર્વાંશે નાશ થવો શકય નથી, માટે તેને યુક્તિપ્રયુક્તિથી સારૂં વલણ આપીને વશ કરી લેવી જોઇએ. તેજ પ્રમાણે જ્ઞાનને માટે પણ છે. ઈશ્વરની ભક્તિ કરવાને જ્ઞાનની જરૂર છે, તોપણ જેવો યોગમાર્ગ દુષ્કર છે—બલકે સર્વને સાધ્ય નથી—તેવો જ પ્રકાર જ્ઞાનમાર્ગનો પણ છે. આપણા લોકોની જૂની સમજુત પ્રમાણે જ્ઞાન સંપાદન કરવા માટે વેદપઠન અને શાસ્ત્રાધ્યયન કરવું જોઇએ. ચાર વેદ, છ શાસ્ત્ર અને દ્વૈતમતનાં તથા અદ્વૈત મતનાં સર્વ ભાષ્યોનું અવલોકન કરવું જોઇએ. સાંપ્રત સમયમાં આટલા અવલોકનથી જ્ઞાનપ્રાપ્તિ પૂર્ણ થતી નથી. કારણ કે ઇંગ્રેજી, લેટીન, ગ્રીક, વગેરે પાશ્ચાત્ય ભાષાની સારી મહિતી મેળવીને તેમાંના તત્વજ્ઞાનવિષયક ગ્રન્થો વાંચ્યા સિવાય તત્વજ્ઞાનની પૂર્ણતા થતી નથી. આટલું બધું કરતાં કરતાં વચ્ચે જ આયુષ્યની મર્યાદા પૂર્ણ થાય છે અને બ્રહ્મપ્રાપ્તિ દૂર જ રહે છે!

યોગમાર્ગમાં ઇંદ્રિયોનું સર્વથૈવ દમન કરીને વિષયનો સર્વથૈવ ત્યાગ કરવો, એ મુખ્ય ભાગ હોવાથી સાધારણ મનુષ્યોને માટે તે દુષ્કર છે. તેવો જ પ્રકાર જ્ઞાનમાર્ગનો છે. તેમાં પણ ઉપર જણાવેલા અમિત ગ્રન્થોના અવલોકન સિવાય બીજી પણ અડચણો છે. તેમાંની મુખ્ય એ કે તે સર્વને સાધ્ય નથી: કારણ શૂદ્ર અને સ્ત્રીઓને વેદશાસ્ત્રના અધ્યયનનો અધિકાર નથી, એવી સમજુત હોવાથી તેમને બ્રહ્મપ્રાપ્તિ થવાનું શકય નથી. શૂદ્ર અને સ્ત્રીઓ એ કેવળ અજ્ઞાનદર્શક શબ્દો છે, અને તેમાં આપણા જેવા ઘણાખરાઓની ગણના થાય છે. શૂદ્રનાં ગમે તેવાં સારાં આચરણ હોય પણ તે એકદમ બ્રાહ્મણ થઇ શકનો નથી. તે કનિષ્ટ પંક્તિનો શૂદ્ર હોય તો પ્રથમ શ્રેષ્ઠ પંક્તિનો શૂદ્ર થાય છે; પછી વૈશ્ય થાય છે. આ પ્રમાણે ક્રમોપક્રમે ઉંચ વર્ણમાં જાય છે; તે પણ તેના હાથે કોઇ પણ પ્રકારનો દોષ ન થાય તો;—દોષ થાય તો તો ફરી અધઃ

પાત થાય છે ! બ્રાહ્મણ વર્ણમાં પુરુષ તરીકે જન્મ લેવાથી આગળ જ્ઞાન-પ્રાપ્તિ અને બ્રહ્મસ્થિતિ મળી શકે એમ સમજાય છે. જે કોઇ દૈવશાલી પુરુષ યોગમાર્ગે મોક્ષપ્રાપ્તિ કરી લેવાને સમર્થ હશે તેમની સાથે એટલે તેમની શુદ્ધબુદ્ધિ વિષે અથવા તેમના માર્ગના સત્યાસત્ય વિષે અમારો જરાએ વાદ નથી. અમારૂં કહેવું એટલું જ છે કે, જો કે યોગમાર્ગ અને જ્ઞાનમાર્ગ એ બેઉ ખરા હોય તોપણ તેનો ઉપયોગ ફક્ત ઘણાં થોડાં માણસોને જ માત્ર થવાનો સંભવ છે; પરંતુ આપણા જેવા અજ્ઞાન, લુલાલંગડા, આંધળા બહેરા અને અપંગ લોકોની દશા શી? આપણે માટે ભગવત્પ્રાપ્તિનો માર્ગ છે કે નહિ ? ઉપરની પાંચ ઓવીઓમાં એકનાથ મહારાજે આપણા જેવાઓને તરણોપાયનો માર્ગ છે એમ કહીને, જ્ઞાનમાર્ગના કરતાં ભક્તિમાર્ગની શ્રેષ્ઠતા શામાં છે તેનું ત્રીજી તથા પાંચમી ઓવીમાં પ્રતિપાદન કરેલું છે. તેમજ જ્ઞાનમાર્ગી લોકોની સમજ કેટલી ખામીવાળી અને ભૂલ ભરેલી છે એ પણ બતાવ્યું છે. ત્રીજી ઓવીમાંની "स्त्री, शूद्र" અને પાંચમી ઓવીમાંની "भोळेभाळे" એ એક જ અર્થના શબ્દો છે; અને તે કેવળ અજ્ઞાનદર્શક તથા દુર્બલતાસૂચક છે. જ્ઞાનપ્રાપ્તિ અથવા યોગસાધન એ બન્ને લાભોને માટે શૂદ્ર અને સ્ત્રીઓ અધિકારી નથી, અર્થાત્ તેમને ભગવત્પ્રાપ્તિ,-ફરી ફરીને જન્મ લઇ પાયરી પાયરીએ ચઢવા વિના-શૂદ્રોએ બ્રાહ્મણ થયા વિના અથવા સ્ત્રીઓએ પુરુષ થયા વિના-સાધ્ય નથી, એવો જ્ઞાનમાર્ગી અને યોગમાર્ગીઓનો મત છે હું આ મારા ઘરનું કહું છું અથવા અમારી પ્રાર્થનાસમાજ કે બ્રાહ્મસમાજ કહે છે એમ નથી; પણ સાધુ એકનાથ મહારાજ કહે છે કે, પરમેશ્વરપ્રાપ્ત્યર્થે દુષ્કર યોગની અથવા દુર્લભ જ્ઞાનની બિલકુલ જરૂર નથી. જ્ઞાન અને યોગ એ બન્ને કરતાં ભક્તિમાર્ગ અથવા ભાગવતધર્મ શ્રેષ્ઠ માનવાનું મુખ્ય કારણ એ જ છે કે, તે માર્ગ સર્વને માટે મોકળો અને સર્વસાધ્ય છે; પછી તે પુરુષ હો કે સ્ત્રી હો, બ્રાહ્મણ હો કે શૂદ્ર હો. જે ધર્મ અગર માર્ગનાં તત્વો આ પ્રમાણે ઉદાર છે તેજ ધર્મ સામાન્ય જનમંડલને ઉપયોગી અને સાધ્ય થાય, અને તેનેજ ભાગવતધર્મ કહેવાય. નહિ તો સ્ત્રીઓને અને શૂદ્રોને માટે ભગવત્પ્રાપ્તિનો માર્ગ નથી-તેમણે તો ખુશીથી દરીઆમાં ડુબકીઓ માર્યા જ કરવી ! આ પ્રમાણે

કહેવું એ માનવ પ્રાણીઓમાંના ઘણાખરાઓને પરમાર્થ દુષ્પ્રાપ્ય છે એમ કહેવા જેવું થાય છે. જ્ઞાનમાર્ગે બ્રહ્મપ્રાપ્તિ કરી લેવા સારૂ સો વર્ષનું આયુષ્ય પૂરૂં પડશે કે નહિ તે સંશયાત્મક જ છે. વળી હું પૂરેપૂરાં સો વર્ષ સુધી જીવીશ અને ચાર વેદ, છ શાસ્ત્ર તથા સર્વ મતનાં ભાષ્યો વાંચી પારંગત થઇશ, અને મને બ્રહ્મપ્રાપ્તિ થશે એમ કોણ કહી શકશે? વસ્તુસ્થિતિ જોવા જઇએ તો સર્વ પ્રકાર તેથી ઉલટો જ છે. જે મનુષ્ય આજ હોય છે તે કાલ હતો નહોતો થઇ જાય છે, અને ઘણાખરાઓની પચાસ વર્ષની અંદર જ આ લોકની વસ્તી પૂરી થાય છે. તો અલ્પાયુષી અને લુલા લંગડા, પતીત્રા, આંધળા બહેરા એવા જે આપણે છીએ તેમણે યોગસાધન અને જ્ઞાનપ્રાપ્તિ શી રીતે કરવી? આપણે તો સુગમ, સરલ અને સર્વને સરખી રીતે અનુસરતો આવે તેવો માર્ગ જોઇએ. વળી બીજી વાત એ કે, આપણે પંગુ જનોને ભવરૂપ દુસ્તર સાગરમાંથી એક જ સફરમાં પેલે કીનારે લઇ જનારી નૌકા જોઇએ. સામાન્ય માણસોની આ બન્ને પ્રકારની ગરજો પાર પાડે તેવો ધર્મ એકનાથ સ્વામીએ પ્રતિપાદન કરેલો ભાગવતધર્મ જ છે. જે પ્રમાણે વર્ષાકાલે પંઢરપૂરની ચંદ્રભાગા નદીમાં પૂર આવ્યું હોય ત્યારે પેલે કાંઠે જવા સારૂ હોડીઓ હોયછે, અને આ કાંઠાના લોકો હોડીમાં બેસી પેલે કાંઠે જવાને ઉત્સુક હોય છે, તે પ્રમાણે જ આપણી સ્થિતિ છે. અને ભવનદીપાર જવા સારૂ એકનાથ મહારાજે નિરુપણ કરેલો જે ભાગવતધર્મ અથવા બ્રાહ્મધર્મ તે જ આપણુ સર્વને એકસરખી રીતે ઉપયોગી થઇ પડે તેવી ધર્મનૌકા છે.

જે જૂની સમજુતના શાસ્ત્રી કે પંડિતો ચાર વેદ, છ શાસ્ત્ર વગેરેનો અભ્યાસ કર્યા વિના ખરૂં જ્ઞાન થતું નથી એમ કહેછે; અગર નવીન વિદ્વાન લોકો સંસ્કૃત, લૅટીન, ગ્રીક અને ઇંગ્રેજી વગેરે ભાષાઓમાં તત્વજ્ઞાનીઓએ રચેલા સમગ્ર ગ્રન્થોનું અવલોકન કર્યા સિવાય પરમેશ્વરનું સ્વરૂપ સમજાય નહિ એવો આગ્રહ લઈ બેસે છે, તેમને એકનાથ મહારાજ પહેલી ઓવીમાં એવો જવાબ આપે છે કે, "સંસ્કૃત વગેરે ભાષાઓ જેમને અવગત નથી, અથવા અવગત હોય પણ વેદાદિ ગહન ગ્રન્થો સમજવાની જેમને શક્તિ નથી એવા અજ્ઞ જનોને તરવાનો

ઉપાય જ નથી એમ કહેવામાં આવે છે, પણ વસ્તુતઃ તેમ નથી. તેમને માટે ઈશ્વરે ભક્તિમાર્ગ કહેલો છે." તે ભક્તિમાર્ગનું સ્વરૂપ બીજી ઓવીમાં વર્ણીને, તેઓ "ભાવથી તેનું ભજન કર્યું હોય તો ભવાબ્ધિ પાર થવા માટે તે જ બસ છે; અને વેદશાસ્ત્રપઠનની અથવા લેખન વાચન આવડવાની ભાવ અને ભક્તિના જેટલી આવશ્યકતા નથી." આ પ્રમાણે પ્રતિપાદન કરે છે. યોગસાધનથી અથવા જ્ઞાનપ્રાપ્તિથી પરમેશ્વરની પ્રાપ્તિ કરી લેવાનું સામર્થ્ય જેમનામાં હોય તે ધન્ય પુરુષોની વાત તો ન્યારી જ; પરંતુ આપણા જેવા ભોલાદોલાઓએ તે ઉપલબ્ધ નથી એમ કહીને તે ઉપર શા માટે બેસી રહેવું ? એકનાથ મહારાજે ઉપદેશેલો જે સહેલો માર્ગ છે તે જ સ્વીકારવો યોગ્ય અને ઇષ્ટ છે. વળી બ્રહ્મપ્રાપ્તિ એટલે શું ? કેવળ ઈશ્વરપ્રાપ્તિ. સાધ્ય વિષય આ અને સાધનોપાય શું ! ત્યારે કહે છે કે સંસ્કૃત શીખો, ચાર વેદ પઢો, ઇંગ્રેજીનો અભ્યાસ કરો, અમુક ને તમુક શીખો ! પરમેશ્વરપ્રાપ્તિ કરવા માટે જ્યારે આટલી બધી ખટપટ અને મહેનત કરવી પડે ત્યારે તમારી-અમારી ગતિ શી ? આપણાથી અર્ધો કલાક પણ પ્રાણવાયુ બંધ રાખી શકાય છે ? ના. ત્યાર પછી યોગસાધનની અને તે દ્વારા ઈશ્વરપ્રાપ્તિની તો વાત જ શામાટે કરવી ? બીજાઓ કહે છે કે, તમે આ જન્મમાં થોડું પુણ્ય કરો અને આશા રાખો. આશા શાની રાખવી ? તો કહે છે કે ફરી જન્મ ધરીને પુણ્ય કરવાની ! આ પ્રમાણે લાગો વખત કરો એટલે પછી બ્રહ્મપ્રાપ્તિ થશે. પરંતુ આવા ઉપાયો બતવનારાઓને આપણને શાની જરૂર છે તે વિષેનું જ્ઞાન નથી એમ કહેવું જોઇએ. અમારૂં ઘર સામે કાંઠે છે અને વચ્ચે નદીમાં મહાપૂર આવેલું છે; આવે પ્રસંગે અમારી એકદમ ઘેર પહોંચવાની ઉત્કટ ઈચ્છા હોય, પણ 'ઉતાવળ ન કરો, ધીરજ રાખો, સાત જન્મ લ્યો, પછી કદાચિત ઘેર પહોંચવાની વ્યવસ્થા થશે,' આ પ્રમાણે યોગમાર્ગી તથા જ્ઞાનમાર્ગીઓ કહેછે. ઠીક. તેઓ કહે છે તે પ્રમાણે આશા રાખીને પુણ્યાર્જન માટે-ને લેવાનું આપણા હાથમાં જ છે એમ ઘડીભર માનીને-પુનર્જન્મ લીધો, પણ તેમાં દોષ નહિ જ થાય તેની ખાત્રી શી ? દોષ થયો કે ફરી અધઃપાત ! આ પ્રમાણે

બ્રાહ્મણજન્મ પામવાને હજારો અડચણો તથા વિઘ્નો છે, અને તે પા- મ્યા વિના જ્ઞાનપ્રાપ્તિનો અધિકાર જ મળતો નથી, તો પછી બ્રહ્મપ્રાપ્તિ તો થાયજ ક્યાંથી? આટલા માટે એ ત્રાસ આપણને ન જોઇએ. જેમનાથી ધીરજ રાખી શકાય તેમણે ખુશીથી રાખવી. જેમનાથી રોગ સહન થાય તેમણે સહેવો, પણ આપણા પેટમાં અતિશય દુઃખે છે તેને સત્વર ગુણ આપનાર કોઈ દવાની જરૂર છે, માટે તેવી દવા હોય તો કૃપા કરીને કરો એવી આપણી માગણી છે. આપણા આ વ્યાધિને મટાડનારી એ- કનાથ મહારાજે ઉપરની પાંચ ઓવીઓમાં દિવ્ય ઔષધિ બતાવી છે.

એક જ ફેરે પેલે તીર જવાની ઉત્સુકતાનો અનુભવ જેવો બહાર- ગામના લોકોને હોયછે તેવો મુંબઈવાસીઓને હોતો નથી. અષાઢી એ- કાદશીની યાત્રાને પ્રસંગે ચંદ્રભાગા નદીને કાંઠે માણસોની મોટી ગર્દી થાય છે. તેમાંના દરેક માણસની ઇચ્છા અને બૂમ એવી હોય છે કે, એક જ ફેરે અમને પેલે કાંઠે લઈ જાઓ; પરંતુ માણસોના પ્રમાણમાં હોડીઓ થોડી હોવાથી તે પ્રમાણે બનવું મુશ્કેલીભરેલું હોય છે. સવા- રનાં આવીને બેઠેલાંઓને સાંજ સુધીમાં હોડી મળે તો મહાભાગ્ય. પ- રંતુ ચંદ્રભાગા નદી કરતાં ભવસાગર અનંતગણો દુસ્તર છે, અને આ- પણને તો તરતાં આવડતું નથી, પેલે કાંઠે એક જ ફેરામાં જવાનું છે. ફરી ફરી ફેરા ન જોઇએ તેમાં વળી એકદમ અને એક જ ફેરે પાર પડીને પરમેશ્વરપ્રાપ્તિ કરવાની દરેકની જે ઉત્કટ ઇચ્છા તે સફળ થવા, તથા કોળીનાળી, સ્ત્રી પુરુષ, નાનાં મોટાં, એ સર્વનો સુગમ રીતે ઉદ્ધાર થવા માટે એક ભક્તિમાર્ગ જ ઉત્તમ છે, અને તેનું અવલંબન કરવાથી ઈશ્વર- પ્રાપ્તિ થાય છે. જેઓ ભક્તિમાર્ગનું અવલંબન કરે છે તેમનો જ ભાગ- વતસમાજ, અને તે સમાજનો જે ધર્મ તે ભાગવતધર્મ.

યોગમાર્ગી અને જ્ઞાનમાર્ગીઓને અમારૂં કહેવું એ છે કે, જેમનું જ્ઞાન જોઈએ તો મોટા કોળા જેટલું અને યોગસાધન માટે અધિકાર તથા સામર્થ્ય અતિ અલ્પ, એવા અમે તેમની ગતિ શી તે અમને ક- હો. આપણે લુલા લંગડાઓને દેવદર્શનની ઇચ્છા છે, પરંતુ હાથપગમાં સામર્થ્ય નથી તો દેવદર્શન શી રીતે કરવાં? વિશેષ ઇંદ્રિયનિરોધ, વિશે-

ય ગોગસામર્થ્ય, વિશેષ જ્ઞાન, એ બહુ દુર્ઘટ છે—અર્થાત્ આમાંનું કોઈ પ-
ણુ ભાગવતધર્મનું ખરૂં સ્વરૂપ નથી. જ્ઞાનમાર્ગ અને યોગમાર્ગ ખરા કે
ખોટા એનો નિર્ણય કરવા સારૂ વાદ વધારવામાં કંઈ અર્થ નથી; તોપ-
ણુ તે આપણા જેવા ભોળાઓને સાધ્ય માર્ગ નથી એ નિઃસંશય છે. કા-
રણ બ્રાહ્મણોને પૂછતાં તેઓ કહેશે કે, સ્ત્રીઓને તથા શૂદ્રોને તો એક જ
જન્મમાં પોતાનો ઉદ્ધાર કરી લેવાનો માર્ગ જ નથી. જ્ઞાનમાર્ગ માત્ર થોડી
ખાસ મંડળી માટે જ છે એમ આ ઉપરથી સ્પષ્ટ થાય છે. હવે
બાકી રહ્યા તેમણે શું કરવું ? વળી જ્ઞાનદેવ મહારાજના ચાર ભાંડુઓ-
માં તેમની બહેન મુક્તાબાઈની યોગ્યતા વધારે હતી, અને તેના ભાઈ-
ઓ તેની પાસેથી જ્ઞાનપ્રાપ્તિ કરી લેતા હતા, વગેરે ચરિત્ર ઘણાઓ-
એ વાંચ્યું હશે જ. આ ઉપરથી અને પુરાણાદિકમાં જે સ્ત્રીઓનાં અ-
નેક વિલક્ષણ ઉદાહરણો મળી આવેછે, તથા ભક્તમાહાત્મ્યમાં શૂદ્રો
અને અતિશૂદ્રોની જ્ઞાનવિશિષ્ટતા તેમજ ભગવત્પ્રાપ્તિ વિષેનાં જે ચરિત્રો
છે તે સર્વ ઉપરથી બ્રાહ્મણોના ઉપરના કહેવાને વિરોધ આવેછે.

બીજો એક વિચાર એ છે કે, હવેથી જ્ઞાનમાર્ગની પાછળ લાગવા-
નું આપણે કબુલ કરીને સતત બાર વર્ષ સુધી સંસ્કૃતનો અભ્યાસ કરવા
મંડીએ. તો કેટલાએક પ્રશ્ન કરેછે કે તમે સૂત્રો અને ભાષ્યો જોયાં
કે ? તે સર્વનો અભ્યાસ કરવા સારૂ વળી બીજાં બાર વર્ષો ગાળ્યાં, તો
એટલેથી પણ પતેછે કે ? ના. અદ્વૈતસિદ્ધાંત જોયો અથવા દ્વૈતસિદ્ધાંત
જોયો ? આવો પ્રશ્ન નીકળે જ છે ! ઠીક. દ્વૈત અને અદ્વૈત બન્ને જોવામાં
બીજાં દસ વીસ વર્ષો કહાડી નાખ્યાં, તો પણ માથાફોડ છૂટેછે કે ?
ના ! વળી બીજો કોઈ આવીને કહેછે કે, દ્વૈત અદ્વૈતથી જ જ્ઞાનની
પૂર્ણતા થતી નથી; વિશિષ્ટાદ્વૈત પણ જોવો જોઈએ. ઠીક, દ્વૈત, અદ્વૈત
અને વિશિષ્ટાદ્વૈત એ ત્રણે મતના ગ્રન્થો જોયા પછી તેમાંથી આપણે કયો
સ્વીકારવો, અથવા શું કરવું એ વિચાર આવીને ઉભો રહેજ છે! પાશ્ચાત્ય વિ-
દ્યા તરફ જોઇએ તો ત્યાં પણ આવો જ પ્રકાર દેખાયછે. તત્ત્વવેત્તાઓ જેમ
જેમ વિચાર કરે છે તેમ તેમ તેમના અનુભવમાં છેવટે માત્ર એવું
આવેછે કે, “આપણે કાંઈ પણ સમજ્યા નથી,” એટલું જ ફકત સમજ્યા !

આપણામાં તેમજ પ્રાશ્ચાત્ય લોકોમાં તત્વવેત્તાઓનો છેવટનો નીકાલ વાસ્તવિકપણે એવો થાય છે કે, આપણને સમજાયું છે એમ જે સમજેછે તેને કાંઈજ સમજાયું નથી; અને જે આપણને સમજાયું નથી એમ સમજે છે તેનેજ થોડું ઘણું સમજાયું છે. પરિણામે એટલું જ કે, એક માણસનું જ્ઞાન બીજા કરતાં વધારે અને તેના કરતાં ત્રીજાનું વધારે. એકંદરે વધારે જ્ઞાન અથવા કમી જ્ઞાન એ માણસ માણસ સંબંધે માત્ર સાપેક્ષ કહેવાનું છે. પરંતુ અત્યંત શ્રેષ્ઠ માનવીજ્ઞાનની ઈશ્વરજ્ઞાન સાથે સરખામણી કરતાં–એક પાશ્ચાત્ય પંડિતના કહેવા પ્રમાણે–'કાંઇ પણ સમજાયું નથી એ જ ખરૂં" એમ કબુલ કરવું જોઈશે. કારણ કે માણસને પૂર્ણ જ્ઞાન સાધ્ય જ નથી, અને એકપક્ષી જ્ઞાન નિષ્ફળ છે. કેમ? એમ ધારો કે આપણામાંના મહાવિદ્વાન શાસ્ત્રીઓની એક સભા ભરાઈ હોય તેમાં કોઈ દ્વૈત સિદ્ધાંતવાળા, કોઈ અદ્વૈત સિદ્ધાંતવાળા, અને કોઈ વિશિષ્ટાદ્વૈત સિદ્ધાંતવાળા હોય છે; અને તેઓ એક બીજાના મતો ખોટા અને વ્યર્થ છે એવું આગ્રહથી પ્રતિપાદન કરવા મથેછે;—વસ્તુતઃ એ ત્રણે મતવાદીઓના બોલવામાં બહુ અર્થ નથી એમ અમે કહીએ છીએ, એટલું જ નહિ પણ મહાન સાધુ પુરુષોનો પણ આવોજ મત છે–કારણ કે જિજ્ઞાસાબુદ્ધિનો ભાગ આપણામાં બહુ થોડો હોય છે, અને વૃત્તિને વશ થઇને જ ઘણે અંશે આપણું વર્તન હોય છે. માટે જો વૃત્તિને બરાબર વલણ આપવામાં ન આવે તો જ્ઞાન કેવળ દુર્ભગ અને વ્યર્થ થાયછે. એ પોકળ નહિ પણ શુષ્ક તો ખરૂં. તેમ જ 'બ્રહ્મ સત્ય અને જગત્ કેવળ માયા બલકે મિથ્યા છે,' એમ બોલનારાઓ પણ વ્યર્થ બડબડ કરેછે એમ કહીશું તો ચાલી શકશે; કારણ વ્યવહાર સાથે તે બિલકુલ બેસતું આવતું નથી. આ પ્રમાણે પ્રતિપાદન કરનારા કોઇ એક શાસ્ત્રી બાવાના પગને એક નાની સરખી કીડી કરડતાં જ, તે પોતાનો મત અને જ્ઞાન કોરાણે બાંધી મૂકી, એ કીડીને મારવાને પ્રવૃત્ત થાય છે!

જ્ઞાનમાર્ગી અને યોગમાર્ગીઓ ભવનદીમાંથી તરીને જવા સમર્થ હશે; પણ આપણને તેમ તરતાં આવડતું નથી; તેમ જ ઇંદ્રિયનિગ્રહ પણ આપણાથી થઈ શકશે નહિ, અને યોગસાધન તો દુરાપાસ્ત જ છે. એટલા

માટે વૃત્તિઓને, ઇંદ્રિઓને અને ટેવોને યોગ્ય વલણ મળે તેવો સહેલો-સરળ-માર્ગ આપણે ભોલાદોલાઓને માટે જોઇએ. આ કાર્ય ભક્તિવડે થવાનું જેટલું શક્ય છે તેટલું બીજા કશાથી નથી. ભગવદ્‌ભક્તિનો મહિમા જ એવો છે કે, તે વધતાં વધતાં તેની પરમાવધિ થાય એટલે ભગવંતનો હેતુ તે સહેતુ, તેની ઇચ્છા તે સદિચ્છા, એમ થઇને તેની ઇચ્છા એ જ આપણી ઇચ્છા થઇ જાય છે. નાનું બાળક ન બોલતાં-ન ઓળખતાં જે પ્રમાણે પોતાની મા તરફ જાય છે, તે જ પ્રમાણે ભક્તિનું વલણ ઇંદ્રિયોને અને બુદ્ધિને લાગતાં તે ભગવંત તરફ વળે છે. ભાગવતધર્મ ફક્ત જાણીને કાંઇ ઉપયોગ નથી, પણ તે જ્ઞાન વૃત્તિમાં ઉતરવું જોઇએ. આ પ્રમાણે જ્ઞાન કરતાં ભક્તિનો મહિમા અધિક કેમ છે તે એકનાથ મહારાજે ઉપરના ત્રીજા વચનની ઓવીંમાં કહેલું છે, અને તેનું નિરૂપણ મેં આજ યથાશક્તિ કર્યું છે. પ્રાર્થનાસમાજને માટે આ જ માર્ગ શ્રેયસ્કર છે.

---

## ભાગવતધર્મ-વ્યાખ્યાન ત્રીજું.

પાછલું વ્યાખ્યાન થયા પછી શ્રોતૃમંડળીમાંના કોઈ એકે મને પત્ર લખ્યો હતો. તેમાંનો મુખ્ય મુદ્દો એ હતો કે, તમે નિરૂપણ કરો છો તે ઠીક જ છે; પરંતુ નિરૂપણની શરૂઆતમાં અને છેવટે પ્રાર્થના કરો છો તેની માત્ર આવશ્યકતા શી છે તે સમજાતું નથી. આ પ્રશ્ન પ્રાંજલ બુદ્ધિ અને શુદ્ધ ભાવથી કરેલો છે એમ સમજી આજ તે વિષે બે બોલ કહીને પછી નિરૂપણ કરીશ.

પરમેશ્વર સંપૂર્ણપણે જ્ઞાનગમ્ય છે એમ જ્ઞાનમાર્ગાનુયાયી લોકોનું જે કહેવું છે તેમાં વિવાદને માટે ઘણી જગો છે, તે આપણે ગૃહિત રાખીને ચાલીએ તોપણ 'કેવળ જ્ઞાનવિષય જે બ્રહ્મ તેનાથી આપણી જિજ્ઞાસાનું સમાધાન થશે, અને પ્રેમભક્તિ એઠા પહેલાં કોઇ પણ વિષયનું જ્ઞાન થવું આવશ્યક છે' આ પ્રમાણે કહેવામાં સર્વ સત્ય આવતું નથી. કારણ કે જ્ઞાન સંપાદન કરવાની ઇચ્છા અને આપણે જે કૃત્યો કરીએ છીએ તેની સાથે બુદ્ધિનો કેટલો સંબંધ હોય છે તે તપાસી જોઇએ તો જિજ્ઞાસા અને બુદ્ધિની તૃપ્તિથી મનને શાંતિ થતી

નથી એમ જણાઈ આવશે. પરમેશ્વરપ્રાપ્ત્યર્થ ભક્તિ કરતાં પહેલાં તેના સ્વરૂપનું આપણી શક્તિ પ્રમાણે જ્ઞાન થવું જોઇએ. આ જો કે ખરૂં છે તોપણ તે જ્ઞાન માત્ર બુદ્ધિથી પ્રાપ્ત થઈ શકે તેવું કંઇ નથી. કારણ પરમેશ્વર હૃદયગમ્ય અથવા હૃદયાંતર્ગત જે વૃત્તિ તદ્‌ગમ્ય છે એમાં સંશય નથી. આપણું આચરણ બહુધા વૃત્તિ ઉપર અવલંબેલું હોય છે, માટે વૃત્તિ અથવા હૃદયને ખરૂં સમાધાન થાય અને તેમને સારૂં વલણ મળે એવું કરવા સારૂ ભગવંતને વૃત્તિની અંદર લાવવા સારૂ પ્રયત્ન કરવાની આવશ્યકતા છે. તેમ થવા માટે આપણા અંતઃકરણની સિદ્ધતા જોઇએ. તે થવાને કેટલાક બાહ્ય ઉપાયોની યોજનાની જરૂર પડે છે. જેવા કે સુસ્નાન, સુસ્થળ, રમ્ય—એકાંત જગા, વગેરે. સુસ્નાન કર્યું હોય તો ચમત્કારિક પ્રકારની મનની સ્વસ્થતા થાય છે, તેમ જ ઉંચા પર્વત, ઉંડી ખીણ, શાંત અને વિસ્તૃત નદી, અફાટ સમુદ્ર, એ વગેરેમાં દેખાતી પરમેશ્વરની અગાધ લીલા જોઇને તેના વિષે પૂજ્યબુદ્ધિ અને ભક્તિ વિશેષ રીતે જાગૃત થાય છે. એકાન્ત સ્થળે બેઠા હોઇએ ત્યારે અન્યવિષયવ્યાવૃત્તિ થઇને એકાગ્રતા થવાને ઠીક પડે છે. તથાપિ આ સાધનોથી પરિપૂર્તિ થતી નથી. ઇંદ્રિયો અને મનોવૃત્તિ પરમેશ્વર તરફ વળીને તેમાં જ રમમાણ થાય તથા વૃત્તિ અને હૃદય ઇશ્વરમય થાય તેમ કરવાને સર્વોત્તમ સાધન પ્રાર્થના છે. ઉપાસનામાં પ્રાર્થનાને મુખ્ય જગા આપવાના સંબંધમાં સર્વ ધર્મસંસ્થાપકોની એકવાક્યતા છે. આ ઉપરથી ઇશ્વરપ્રાપ્તિના અને ઇશ્વરભજનના સર્વ સાધનમાં પ્રાર્થના પ્રધાન છે એમ સિદ્ધ થાય છે. ઉપાસના એ સર્વાંશે પ્રાર્થનાયુક્ત હોય છે. શરૂઆતમાં અને વચ્ચે તો પ્રાર્થના હોય છે જ, અને વચ્ચે જો નિરૂપણ અથવા ઉપદેશ હોય તોપણ શરૂઆતમાં પ્રાર્થના, મધ્યંતરે પ્રાર્થના અને છેવટે પ્રાર્થના કરી હોય તો કાંઈ હરકત નથી; એટલુંજ નહિ પણ યોગ્યજ છે. નિરૂપણ અથવા ઉપદેશ એ ઉપાસનાનો ગૌણ ભાગ અને પ્રાર્થના એ જ તેનું ખરૂં સ્વરૂપ, એમ કહીએ તો ચાલશે.

પાછળનાં બે વ્યાખ્યાનોમાં યોગમાર્ગ અને જ્ઞાનમાર્ગ એના કર-

તાં ભાગવતધર્મ અથવા ભક્તિમાર્ગની શ્રેષ્ઠતા શી રીતે છે તે અનુક્રમે બતાવ્યું. આજ આ બન્ને કરતાં આપણામાં તથા અન્યપંથાનુયાયી લોકોમાં જે પ્રચલિત છે તે કર્મમાર્ગ કરતાં ભક્તિમાર્ગની શ્રેષ્ઠતા વિષેનાં એકનાથ મહારાજનાં વચનોનો વિચાર, તે સંબંધના ચૂંટી કહાડેલા નમુનાઓ આધારભૂત લઇને કરીશું.

સૃષ્ટિમાંના સર્વ ધર્માનુયાયી લોકોમાં કર્મમાર્ગ હોય છે, અને તે સર્વત્ર વિધિનિષેધરૂપ એટલે શાસ્ત્રવિહિત કર્મો કરવાં અને જે તન્નિષિદ્ધ તેનો ત્યાગ કરવો એવા પ્રકારનાં હોય છે. તે મહંમદીધર્મમાં છે અને ખ્રિસ્તીધર્મમાં નથી, અથવા વેદોક્ત ધર્મમાં છે અને જરથોસ્તી ધર્મમાં નથી, એમ કંઇ નથી. આપણી આર્યભૂમિપર તેનું જે વિશેષ લક્ષણ છે તે એજ કે, તે વર્ણાશ્રમ સાથે સંબદ્ધ છે. આ કર્મમાર્ગનું સ્વરૂપ અને તેનો વર્ણાશ્રમ સાથે અત્યંત નિકટ સંબંધ, એ બન્ને

उयासी भगवद्भजनीं विश्वासू । विधि निषेध त्यांचा दासू ॥
देवोनि निजभजन विलासू । स्वयें जगन्निवासू सुखावे ॥ १ ॥
भजनप्रताप संतलक्षणें । स्वधर्मकर्मा ऐसें दंडणें ॥
वर्णाश्रमाचा ठाव पुसणें, होळी करणें कर्माची ॥ २ ॥

આ બે ઓવીંઓમાં એકનાથ મહારાજે ટૂંકામાં જ એવી સુંદર રીતે અને સ્પષ્ટપણે બતાવેલાં છે કે તેનો વિસ્તાર જ કરવો ન પડે. એકનાથ મહારાજ કહે છે કે, ભગવંતની ભક્તિમાં તલ્લીન થઇ તે દ્વારા પરમેશ્વરપ્રાપ્તિ થશે એવો જે પુરુષનો દૃઢ વિશ્વાસ છે તેનો વિધિનિષેધરૂપ કર્મમાર્ગ કેવળ દાસ બને છે; એટલે તે પુરુષ પર અન્ય લોકો પ્રમાણે કર્મમાર્ગનો અમલ ચાલવાનું એક બાજુએ રહીને ઉલટો તે આવા મહાત્મા સામે હાથ જોડીને ઉભો રહેછે, અને તેને ભક્તિજન્ય આનન્દ થાય છે. એટલુંજ નહિ પણ પરમાત્માને પણ તેની ભક્તિ અને ભાવ જોઇને આનંદ થાયછે. આ વર્ણાશ્રમધર્મરૂપી વિધિનિષેધાત્મક જે કર્મમાર્ગ તેનું બંડ આ દેશમાં યોગમાર્ગ અને જ્ઞાનમાર્ગ એ બન્ને કરતાં ઘણુંજ અધિક હોવાથી એકનાથ મહારાજનો તેની ઉપર કટાક્ષ પણ

અધિક છે. યોગમાર્ગ અને જ્ઞાનમાર્ગના કરતાં ભક્તિમાર્ગની શ્રેષ્ઠતા સિદ્ધ કરતાં તે કઠણુ, દુષ્કર અને સર્વને ગમ્ય નથી એટલું જ કમીપણું બતાવેલું છે. યોગમાર્ગીઓ એમ કહે છે કે, આસન, પ્રાણાયામ, ધ્યાન વગેરે સાધીને ઈંદ્રિયોનો સમૂળો નાશ અથવા ભંગ થવો જોઇએ. તેમ થાય તો જ ભગવત્પ્રાપ્તિ થવાની શક્યતા; નહિ તો નહિ. આ માર્ગનું કાઠિન્ય હું આપને દષ્ટાન્તોથી બતાવું છું તેથી સહેજમાં ખાત્રી થશે. યોગમાર્ગ એટલે નદીમાં પ્રચંડ પૂર આવ્યું હોય ત્યારે ગોળી વગેરેનો આધાર ન હોય અને કોઈની પણ મદદની અપેક્ષા ન રાખતાં, ડુબકી મારીને પોતાના જ સામર્થ્ય વડે તરીને એકદમ પેલે તીર પહોંચવા બરાબર છે. જે ભાગ્યશાળી પુરુષમાં મહા અભ્યાસથી આવું સામર્થ્ય આવ્યું હોય તેણે ઈંદ્રિયોનો નિરોધ કરીને તે માર્ગનું ખુશીથી અવલંબન કરવું. તેણે તેમ ન કરવું એવું એકનાથનું અથવા આપણું કહેવું નથી. જ્ઞાનમાર્ગ તરફ દષ્ટિ ફેરવીએ તો તે પણ મહાપૂરમાંથી કેટલેક અંશે સ્વતઃસામર્થ્યવડે જ, પરંતુ ક્રમે ક્રમે પેલે તીર જવાનો પ્રયત્ન કરવા બરાબર છે. તેમાં તરફડીઆં મારીને તરતાં તરતાં અર્ધી પર્ધી મજલ કાપી નાખવી; વચ્ચે કંઇ ભૂલ થઈ તો એકાદા પાણીના ભમરામાં કે ભેખડમાં ભરાઇને ગુંગળાવું અને ફરી પાછળ, ફરી આગળ, ફરી પાછળ, આ પ્રમાણે આગળ જવા પ્રયત્ન કરવો એટલે સુદૈવે કદાચિત્ પરતીર પ્રાપ્ત થાય, એવો આ માર્ગ છે. આ બન્ને માર્ગમાં ભાવની મદદ અથવા સંતસમાગમની સહાયતાનો અભાવ હોવાથી તે દ્વારા ભગવત્પ્રાપ્તિ દુર્ઘટ છે. એટલું જ નહિ પણ સામાન્યજનો તેની ખટપટમાં પડતા જ નથી. પરંતુ કર્મમાર્ગનો પ્રકાર તેનાથી કંઇક જૂદો છે. તેના અનુયાયીઓ કહેછે કે, અમારે મહાપૂરમાંથી પાર જવાનું છે, પરંતુ અમે હોડીમાં બેસીને જઈશું. આ હોડીઓ તે દાન, તીર્થયાત્રા, વગેરે અનેક પ્રકારની છે. કોઇ કહેછે હું સહસ્ર ગોદાન કરીશ, કોઇ કહેછે હું બ્રાહ્મણોને જમાડીશ, કોઈ કહે છે હું તીર્થયાત્રા કરીશ, ગંગા કાશી રામેશ્વર લેઈ જઈશ, રામેશ્વરની રેતી વિશ્વેશ્વરને વાહીશ, કાશી, પ્રયાગ જઈશ, જગન્નાથથી દ્વારકાં જઈશ, પૃથ્વી પ્રદક્ષિણા કરીશ, પુરશ્ચરણ

ફરીશ આ છેવટના બન્નેનો અંશતઃ યોગમાર્ગમાં પણ સમાવેશ થાયછે. આ માર્ગનો ફેલાવો બહુ છે માટે ભાગવતધર્મ સાથે તેની તુલના કરતાં " उदासी भागवद्‌जनीं विश्वासू, विधिनिषेध त्याचा दासू ॥ " એમ કહી તેનું દૈન્ય બતાવ્યું છે, અને "स्वधर्मकर्मा ऐसे दंडणें, वर्णाश्रमाचा ठाव पुसणें । होळी करणें कर्मांची ॥ " આ વચનોમાં તેને બાળીને ભસ્મ કરવો આવા કડક શબ્દોની યોજના કરીછે. વળી યોગ, જ્ઞાન અને કર્મ એ ત્રણે માર્ગમાં જે વેદશાસ્ત્રની માતબરી માન્ય રાખી છે તેનું બિલકુલ જ્ઞાન ન હોય તોપણ ભક્તિમાર્ગથી મનુષ્યનો ઉદ્ધાર થાયછે.

जो श्रुतिस्मृति नेणता, भावें भजे भगवंतस्था ।
त्यासि विधिनिषेध बाधकता, स्वप्नींही सर्वथा प्रमाद न घडे ॥१॥
श्रुतिस्मृति दोन्ही डोळे, तेणें विण जे आंधळे ।
तेही हरिभजनीं धांवतां भावबळें, पडेना आडखुळें सप्रेमयोगें ॥२॥
ऐसे आचरितां भागवतधर्म, बाधू न शके कदा कर्म ।
कर्मासि ज्याची आज्ञा नेम, तो पुरुषोत्तम भजनामाजी ॥३॥
एवं भागवतधर्मी जे सेवक, स्वधर्मकर्म त्यांचे रंक ।
तें राहो न शके त्यां सन्मुख, मा कोविं बाधक हों शकेल ॥४॥

આ છેવટની બે ઓવીંઓમાં, જે ભગવંતની આજ્ઞા વેદને અને તદ્વિહિત કર્મોને શિરસાવંદ્ય તે જ જેના સપ્રેમ ભજનમાં ઉભો હોય છે એવા ભક્ત આગળ વર્ણાશ્રમધર્મકર્મો કેવળ રંક થાય છે એમ એકનાથ મહારાજ કહે છે. આ છેવટની ઓવીંમાં "રંક" એ શબ્દ ખાસ યોજવામાં આવ્યો હશે એમ મને લાગે છે. રંક શબ્દનો અર્થ સેવક એવો નથી; પણ રંક એટલે સાધારણ સેવકો કરતાં હલકા દરજ્જાનો સેવક—સેવકનો સેવક. અમેરિકા વગેરેમાં જે પ્રમાણે સેવક જૂદા અને ગુલામ અથવા દાસ જૂદા હોય છે, તેવાજ પ્રકારનો ભેદ સેવક અને રંકમાં છે. કોઇ પ્રસંગે સેવક આપણી આગળ ઉભો રહી શકે છે; પ-

રંક રંકને તો સામા ઉભા રહેવાનો પણ અધિકાર હોતો નથી. રંકની આવી સ્થિતિને વર્ણાશ્રમધર્મકર્મો પહોંચે (સાધે) એટલે તેમને ભવસાગર તરવા અથવા ભગવત્પ્રાપ્તિ થવાને અડચણ શાની થશે? આ સર્વ વચનો ઉપરથી, અને વર્ણાશ્રમધર્મની ખબર કહાડો, સ્વધર્મકર્મને દંડો—એટલે તેને આપણા હુકમમાં રાખો, કર્મની હોળી કરો, આ પ્રમાણે કહેવાથી તમારી મારી તો શું પરંતુ એકનાથ મહારાજની પોતાની આ વર્ણાશ્રમધર્મમાંના વિધિનિષેધરૂપ કર્મમાર્ગ વિષે અશ્રદ્ધા અને તિરસ્કાર પણ દેખાઇ આવે છે.

યોગમાર્ગ વિષે અથવા જ્ઞાનમાર્ગ વિષે આટલી અશ્રદ્ધા એકનાથ મહારાજે બતાવી નથી પણ કર્મમાર્ગ વિષે બતાવી છે. તેને માટે એક સબળ કારણ છે. યોગમાર્ગ વડે જડતા કમી થાય છે, અથવા વધતી તો નથીજ. આપણે સર્વેને તેનું થોડું ઘણું અનુષ્ઠાન કરવું પડેછે. કારણ કે આપણે ઇંદ્રિયોને કબજે થઇએ અને તેને યથેચ્છ વર્તવા દઇએ તો આપણે કેવળ પશુ બની જઇએ. માટે દરેક વ્યક્તિએ થોડે ઘણે અંશે પણ ઇંદ્રિયનિગ્રહ કરવોજ જોઇએ. જ્ઞાનમાર્ગમાં આપણી જિજ્ઞાસા અને બુદ્ધિનો વિકાસ થાય છે અને આપણે જ્ઞાન સંપાદન કરીએ છીએ, અને તેથી મતિનો વિભ્રમ દૂર થઇને આપણે ચિત્સ્વરૂપ છીએ એમ સમજાય છે— અર્થાત્ જડતા કમી થાય છે. યોગમાર્ગમાંની પોતાનાજ સામર્થ્યવડે તરી જવાની રીતિ, અને જ્ઞાનમાર્ગમાંના વખતો વખત આવતા ભમરા તથા ચોરાશીલક્ષ ફેરામાંથી પાર પડવાની રીતિ. આપણાં જેવાં ભોળાં ઓને દુઃસાધ્ય હોવાથી આપણે તે ન જોઇએ. આપણે તો સહેલામાં સહેલો સુલભ માર્ગ જોઇએ. તેનું બીજા એક સ્થળે એકનાથ મહારાજે વર્ણન કરેલું છે તે વિષે મારે આગળ વિસ્તારથી બોલવાનું છે, માટે આજ તેનું નિરૂપણ કરતો નથી.

યોગમાર્ગ તથા જ્ઞાનમાર્ગની આ અડચણો દૂર કરવા માટે કર્મમાર્ગનું અનુષ્ઠાન કરીએ તો જડતા અધિક વધે છે, અને આપણે ચિત્સ્વરૂપને બદલે જડ થઇએ છીએ. આપણે ચિત્સ્વરૂપ છીએ તોપણ શરીરનો સંબંધ હોવાથી જડતા નૈસર્ગિક જ છે. આનું દૃષ્ટાન્ત નાનાં

બાળકો છે. તેમનાથી પ્રથમ સંભાળાતું નથી, બોલાતું નથી કે કાંઇ સમજાતું નથી. એવી તદન જડ સ્થિતિ કેટલીક મુદત સુધી રહે છે. પછી જેમ જેમ તેનું જ્ઞાન વધતું જાય છે તેમ તેમ મનુષ્ય જ્ઞાન-સ્વરૂપ થઇને છેવટે તેને પોતાનું ખરૂં સ્વરૂપ સમજાવા લાગે છે. તેજ પ્રમાણે આપણું જ્ઞાન વધતું જાય અને આપણને ચિત્સ્વરૂપનો લાભ થાય તોપણ જડતા રહે છે જ. રાતના દસ વાગવાનો વખત થાય એટલે આપણી આંખો મીંચાવા લાગે છે, અને આંખમાં ઉંઘ ભ-રાય છે. ક્વચિત્ બિલકુલ ઉંઘ આવતી નથી એમ પણ બને છે. પરંતુ તે રોગની દશા—વિકૃત સ્થિતિ—તે જુદી ચીજ છે. આપણને ભૂખ તરશ લાગવી જોઇએ તે લાગે છે, એ સર્વ જડતાના પ્રકાર છે. એટ-લા માટે આ જડતા વધારનારા કર્મમાર્ગ ઉપર એકનાથ મહારાજે અત્યંત કટાક્ષ કરેલો છે, અને તે યથાર્થ છે. આ જન્મમાં તીર્થયાત્રા કરનારાઓમાં જોઇએ તો જડતા અને અભિમાન એ માત્ર વધેલાં દેખા-ય છે. સુક્ષેત્ર અથવા સુસ્થળે જવાનો મુખ્ય ઉદ્દેશ એ હોય છે કે પરમે-શ્વરની અગાધ લીલા અને ચાતુર્ય જોઇને તે તરફ મન વળે, તેમજ સાધુ સંતના સમાગમથી આપણામાં સદ્ગુણની વૃદ્ધિ થાય. આ ઉદ્દેશ અતિપરિચયથી બાજુએ જ રહી જાય છે, અને ત્યાંનું પાણી અહીં લાવવામાં કે અહીંની રેત ત્યાં લઈ જવામાંજ કૃતકૃત્યતા માનીને અભિમાન વધી પડે છે. આ સિવાય બીજો કાંઇ ખરો લાભ થનો હોય એમ દેખતું નથી. જપ, તપ, હોમ, હવન, વગેરેની પણ એજ દશા છે. છપ્પનલક્ષ જપ થયા એમ કહે, પણ જોવા જઇએ તો તેટલા વખતમાં મણકા ખેંચવા સિવાય બીજું કાંઇજ થયું હોતું નથી! કહે કે લક્ષ આવર્તન થયાં, પણ તેનું તે કરનારના અંતઃકરણ ઉપર પરિણામ શું થયું તે જોઇએ તો મોટું મીંડું! એકંદરે કર્મમાર્ગના આવા પ્રકારથી જડતા વધે છે. એટલેથીજ પતતું નથી, પણ અહંપણું એટલું બધું પ્રબળ થાય છે કે, પોતાના જેવું કોઇએ કર્યું નથી એમ લાગે છે. પોતે જે કાંઇ કરે છે તેની ઉપયુક્તતા વિષે કોઇ શંકા કાઢે કે જાથી તે માથા સુધી ક્રોધાયમાન થઇને તેની નિર્ભત્સના કરવા તે તૈયાર થઇ

જાય છે. જપ, તપ, તીર્થયાત્રા, વ્રત વગેરે કરવાથી તામસીપણું અથવા અભિમાન કમી કે તદન નાશ થવાને બદલે સહનશીલતાનો નાશ થાય તો પછી જડતા વધવા સિવાય બીજું શું કહેવાય ? આ કર્માભિમાન વધી પડવાથી આપણા દેશમાં એવી વિલક્ષણ સ્થિતિ થઈ પડી છે કે દેવ અથવા દેવતા બાજુએ રહી ગયા અને લોકો મંત્રને જ દેવ તરીકે માનવા લાગ્યા, તેમજ મંત્રયુક્ત આહુતિ આપી હોય તો દેવતાને ખેંચીને લાવી શકાય છે એટલું સામર્થ્ય મંત્રને આપવા લાગ્યા છે!

છેલ્લા દશ પંદર દિવસો થયાં એટલે ચોમાસાની શરૂઆત થયા પછીથી જ્યાં જોઈએ ત્યાં કર્મમાર્ગનું બંડ આપણા લોકોમાં પૂર જોસમાં ફાટી નીકળેલું જણાય છે. ચોતરફ વ્રતો અને ઉપોષણનું જ માહાત્મ્ય દૃષ્ટિએ પડે છે. તે કરવાથી જ્ઞાનપ્રાપ્તિ તો બિલકુલ છે જ નહિ. મેં અમુક વ્રત અને ઉદ્યાપન કર્યાં છે અને ફલાણાએ તે કર્યાં નથી માટે હું તેનાથી શ્રેષ્ઠ, મોટો, પુણ્યશાળી, ને તે મારાથી હલકો નાનો, પાપી, હું આડો, તમે ઉભા, હું સામો, તમે વાંકા, વગેરે જેવી તેવી વાતોના સંબંધમાં પણ મારામારી થવા જેવી તકરારો માત્ર થાય છે; અને મુખ્ય ભાગ તો બીજી તરફ જ રહે છે. કોઈ કર્મ વડીલોપાર્જિત કરતા આવ્યા છે માટે કરનારાઓ કે અમુક શાસ્ત્રગ્રન્થમાં કહેલું છે માટે માત્ર કરનારાઓનો પ્રકાર આથી જુદો જ છે. એકનાથ મહારાજનું કહેવું તેવા લોકોના સંબંધમાં નથી; તેમનો કટાક્ષ તો કર્માભિમાની લોકો ઉપર જ છે. જ્યાં સુધી જડતા લાવનારા કર્મોની હોળી થઈ નથી, અને કર્માભિમાનને બાળીને ભસ્મ કર્યું નથી ત્યાં સુધી ભગવદ્ભકિતના માર્ગમાં આપણી પ્રગતિ થવાની નથી; એટલા માટે જ આ માર્ગ ઉપર મહારાજ એકનાથની અસંત કરડી નજર છે. કર્માભિમાન અને જડતાનો નાશ કરવાનું સામર્થ્ય કોનામાં છે એમ કોઈ પૂછે તો તેનો જવાબ એ છે કે તે ફક્ત એક દેવ પરમેશ્વરમાં જ છે. એકનાથ મહારાજે નીચેની ઓવીમાં તેજ કહેલું છે:—

ऐसे आचरितां भागवतधर्म । बाधूं न शके कदा कर्म ॥
कर्मासि ज्याची आज्ञा नेम । तो पुरुषोत्तम भजनामाजी ॥१॥

કર્મમાર્ગ એટલે વિધિનિષેધ બિલકુલ પાળવો નહિ એમ મહારાજનું કહેવું નથી, પણ વિધિનિષેધને પોતાનો સ્વામી થવા દેવો નહિ, તેને રંક-દીન કરીને રાખવો, એવું જ આ ઓવીનું તાત્પર્ય છે. તમે રસ્તામાં મળ્યા હો તો તમને નમ્રતાદર્શક નમસ્કાર અથવા રામરામ કરવા એ વગેરે વિહિત છે, તેમ કોઇએ કરવું નહિ, એમ કોઇપણ કહેશે નહિ. પરંતુ ફલાણાએ ફક્ત નમસ્કાર કર્યા, રામરામ કર્યા, સલામ કરી અથવા જયગોપાળ કર્યા, ઇત્યાદિ નકામા અને દ્વેષ વધારનારા વિતંડવાદ કર્મમાર્ગમાંથી ઉભા થાય છે, તે માત્ર ન થવા જોઈએ. કારણ તેમ થવાથી નમ્રતા વધવાનો ઉદ્દેશ દૂર રહી જાય છે અને આપણે જડ થઇએ છીએ, તથા અભિમાનના દાસ બનીએ છીએ. એટલા માટે જ કર્મમાર્ગની નહિ પણ તજ્જન્ય જડતા, અભિમાન, દુરાગ્રહ અને વૈરભાવની હોળી કરીને તેનો તદ્દન નાશ કરી નાખો એવું મહારાજનું આગ્રહપૂર્વક કહેવું છે. તેમણે કહ્યું છે કે,—

भागवतधर्मे जे सेवक । स्वधर्मकर्म त्यांचे रंक ॥

આ ઉપરથી વર્ણાશ્રમધર્મનો સમુળો નાશ કરવો એવો તેમનો મત નથી, પણ તેને રંક કરવો એવું તેમનું કહેવું હોય એમ જણાય છે. એક સધન મનુષ્ય પડતી દશામાં આવીને દરિદ્રી થાય એટલે પ્રથમ જે લોકો તેની સાથે માનથી વર્તનારા સેવકો હોય છે તે જ તેના માથા ઉપર ચડી બેસવા તૈયાર થાય છે. તે પ્રમાણે થવું ન જોઇએ. અર્થાત્ સ્વધર્મકર્મોને અને તેનાથી ઉત્પન્ન થતી જડતા તથા અભિમાનને સર્વથા આધીન ન થતાં તેમને આપણા હાથમાં રાખવાં. સ્વધર્મકર્માચરણ યોગ્ય રીતે કર્યું હોય તેમાં ખોટું કાંઇ નથી; પરંતુ કર્મ તથા કર્મઠપણાના અભિમાનને વધવા દઇએ તો તેથી લઢાઈ, મારામારી અને રક્તસ્રાવ થઇને ધર્મની વૃદ્ધિ થવાને બદલે ઉલટા દ્વેષ અને પ્રાણહાની નિષ્પન્ન થાય છે, અને તેથી શહેરોનાં શહેરો ઉજડ થઈ જાય છે. આવા અનર્થો થાય છે માટે જ કર્મમાર્ગ ઉપર એટલે તજ્જન્ય અભિમાન અને જડતા ઉપર એકનાથ મહારાજનો વધારે કટાક્ષ છે. તેને રંક બનાવવાનો એટલે હાથ જોડીને એક ખુણામાં ઉભો રહે અને આપણી આજ્ઞા થાય

ત્યારે આગળ આવે એવી રીતે રાખવાનો તેમણે ઉપદેશ કરેલો છે. અને

हैतुक अथवा अहैतुक । वैदिक लौकिक स्वाभाविक ॥
भगवंतीं अर्पे सकाळिक । या नांव देख भागवतधर्म ॥१॥

એવી એક સ્થળે ભાગવતધર્મની વ્યાખ્યા કરેલી છે. આ સંબંધે આગળ મારે ઘણું બોલવાનું છે માટે આજ આટલેથી ભાષણ પુરું કરૂં છું.

---

## વ્યાખ્યાન ૪ થું.

પાછળનાં ત્રણ વ્યાખ્યાનોમાં યોગમાર્ગ, જ્ઞાનમાર્ગ અને કર્મમાર્ગ એ ત્રણે કરતાં ભાગવતધર્મ અથવા ભક્તિમાર્ગની યોગ્યતા શાથી અધિક છે તે એકનાથી ભાગવતને આધારે મેં કહ્યું છે. આજ જે ત્રણ ઓવીઓનો આધાર લઇને હું બોલનાર છું તે માત્ર પાછળ કહેલા વિષયનો ઉપસંહાર છે. પ્રથમના ત્રણ વ્યાખ્યાનોમાં જે પ્રતિપાદન કર્યું છે તેનું ટૂંકામાં પુનરુચ્ચારણછે. એકનાથ મહારાજ કહેછે કેઃ—

जो श्रुति स्मृति नेणता । भावें भजे भगवत्पथा ॥
त्यासि विधिनिषेध बाधकता । स्वप्नींही सर्वथा प्रमाद न घडे ॥

શ્રુતિ એટલે વેદ અને સ્મૃતિ એટલે શાસ્ત્રો એનું અધ્યયન જેણે કર્યું હોય તે પુરુષ ભગવદ્ભક્ત ગણાતો હોય તો ભક્તિને જ્ઞાનથી પુષ્ટીકરણ થાય, અને તે મોટો અધિકારી કહેવાય; પરંતુ તેવી સ્થિતિ ન હોય, અને વર્ણાશ્રમધર્મ પ્રમાણે અધિકારી હોય અથવા ન હોય, વેદશાસ્ત્રો બિલકુલ જાણતો ન હોય તો પણ જો તે ભાવથી–એકનિષ્ઠાથી ભક્તિમાર્ગ અથવા ભજનમાર્ગને અનુસરતો હોય તો તેને વિધિનિષેધરૂપી વર્ણાશ્રમધર્મની બાધા, પીડા અથવા પ્રત્યવાય જાગૃતાવસ્થામાં તો શું પરંતુ સ્વપ્નમાં પણ કદી થાય નહિ. વેદશાસ્ત્રો ન જાણનારા આપણા જેવા અજ્ઞાન જનો જો ભાવથી ભક્તિ કરેતો તેમને વિધિનિષેધની બાધા થાય નહિ, એમ એકનાથ મહારાજ પ્રતિજ્ઞાપૂર્વક કહેછે. આ અર્થનો વિસ્તાર

श्रुतिस्मृति दोनी डोळे । तेणें विण जे आंधळे ॥

तेही हरिभजनीं धावतां भावबळें । पडेना आडखुळे सर्वप्रयोगें ॥
ऐसें आचरितां भागवतधर्म । बाधूं न शके कदा कर्म ॥
कर्मासि ज्याची आज्ञा नेम । तो पुरुषोत्तम भजनामाजी ॥२॥

આ બે ઓવીઓમાં ઘણી માર્મિક રીતે કરેલો છે. શ્રુતિ સ્મૃતિ રૂપી આંખો જેને નથી (ચર્મચક્ષુ દરેકને હોય છે, પરંતુ જ્ઞાનચક્ષુ અથવા જ્ઞાનદષ્ટિ ઘણાજ થોડાને હોય છે) એવા લોકો હરિભજન તરફ દોડી શકે છે અને અટવાઇને પડતા નથી. જ્ઞાનમાર્ગે બ્રહ્મપ્રાપ્તિ કરવા ઇચ્છનારની ઘણી વખત ફજેતી થાય છે, અને તેનાથી તે દિશામાં બિલકુલ દોડી શકાતું નથી. કારણ કે તેમનું મન કોઇ પણ વખતે શંકારહિત હોતું નથી તેમને પરમેશ્વરની ભેટ થવાનું તો દૂર જ રહે છે, અને તે બ્રહ્મ નિરાકાર નિર્ગુણ છે, તેજ સત્ય છે અને અન્ય સર્વ માયા છે, જગ મિથ્યા છે, વગેરે નાનાપ્રકારની શંકાઓ અને વાદમાં પડીને તેઓ એટલા ગુંચવાઇ જાય છે કે, જે પ્રમાણે પગ નીચે ઘસડાતું ધોતીઉં પહેરેલો મનુષ્ય ઉતાવળે ચાલવા લાગે તો તે તેના પગમાં ભરાય છે અને તેથી ગુંચવાઇને પડે છે; તે જ પ્રમાણે તેમની સ્થિતિ થાય છે. તેઓ સદૈવ સાશંક હોવાથી આ પ્રમાણે ગુંચવાય છે; પરંતુ તમારા મારા જેવા ભોળા, અજ્ઞાન, ગરીબ લોકો જો ભાવથી એકનિષ્ઠાથી હરિભજન કરે તો તેમને તેવો અડચણો આવતો નથી. જ્ઞાનમાર્ગીઓ પ્રમાણે જ યોગમાર્ગીઓ અને કર્મમાર્ગીઓનું પણ સમજવું. કર્મમાર્ગમાંના વ્રત ઉદ્યાપન કરનારાઓને માલુમ હશે જ કે તેમાં કેટલી કેટલી હરકતો આવે છે. સાધારણ અભોટને અભડાયા માનવાની રીતજ જોઇએ તો તેમાં પણ કેટલી અજ્ઞાનતા અને વિનાકારણ ત્રાસ હોય છે તે જણાય છે. પલ્લીપતન નામનો એ મ.ગો એક અત્યંત મૂર્ખતા ભરેલો પ્રકાર છે, તેમાં હાથ ઉપર ગરોળી પડે તો શું થાય, પોંચા ઉપર પડે તો શું થાય, આંગળી કે પગ ઉપર પડે તો શું થાય, જમણા ખભા ઉપર પડે તો શું થાય; એવી એવી સેંકડો અસમંજસ સમજુતી છે. આવી જડતાને લીધે મનુષ્યની પ્રગતિ થતી નથી, અને તે ફરીફરીને ભૂલામણમાં પડીને ગુંચવાઈ પડે છે. યોગમાર્ગમાં જોવા જઇએ તો તપ, ઇંદ્રિયનિરોધ, ઇત્યાદિમાં પોતાના હાથે બનાવ્યા દોષો અને ભૂલો આડે આવે છે.

એટલું જ નહિ પણ આપણા પ્રાચીન ગ્રન્થો વાંચતાં જણાય છે કે, યોગીઓને યોગસાધનને સમયે વિઘ્ન કરવા માટે ઇંદ્રાદિ દેવતા સુદ્ધાં અપ્સરાદિ મોકલે છે, અને તેથી તેમનો યોગભ્રષ્ટ થવાનો ઘણો જ સંભવ હોય છે. પરંતુ ભક્તિમાર્ગમાં તે પ્રમાણે કાંઈજ નથી.

हरिभजनीं धावतां भावबळें । पडेना आडलुळे समेमयोगें ॥

એકનાથ મહારાજ ઉપર પ્રમાણે કહીને પ્રેમ જે કે તે માર્ગનો વિશેષ ગુણ છે તેનું ગૌરવ કરે છે. યોગમાર્ગ વિષે વિચાર કરતાં તેમાં કઠોરતાનું પ્રાધાન્ય છે એમ દૃષ્ટિગોચર થાય છે. શું ઘોર તપ અથવા શું ઇન્દ્રિયોને નિર્વિષય કરવાનો પ્રયત્નઃ એ સર્વત્ર કોમલતા, સદયતા, વગેરે અન્તઃકરણની જે સારી વૃત્તિઓ છે તેનો વિકાસ થવાને બદલે તેનો નાશ કરવા તરફજ તેનું ધોરણ હોય છે. શાંડિલ્યે ભક્તિની आत्यंतिकारक्तिः એવી વ્યાખ્યા કરી છે. આ ઉપરથી પણ કોમલતા, સદયતા, માર્દવ વગેરે સદ્વૃત્તિ ભક્તિમાં છે એમ સિદ્ધ થાય છે. પ્રીતિ ( પરમેશ્વર ઉપર અને માનવબંધુ ઉપર ) એજ ભક્તિનું મુખ્ય લક્ષણ–એજ તેનો મુખ્ય અધિકાર છે. યોગ, જ્ઞાન અને કર્મ એ ત્રણે માર્ગમાં પ્રીતિનો અભાવ હોય છે. સાધુ, વેરાગી વગેરે યોગમાર્ગના અનુયાયીઓને જોઇએ છીએ તો તેમનામાં પ્રીતિનો અંશ તો બિલકૂલ જણાતો જ નથી. તેઓ પોતાને માટે જ નિષ્ઠુર અને બેપરવા હોયછે તો બીજા માટે કૃપાળુ ક્યાંથી હોય ! જ્ઞાનમાર્ગમાં પણ પ્રેમનો ભાવ હોતો નથી. મનુષ્યના મનમાં જે કોમલતા અથવા મધુરતા હોય છે તેને લીધે તેને પ્રસન્નતા, સમાધાન અને સંતોષ પ્રાપ્ત થાય છે. તેનો સંબંધ જ્ઞાનમાર્ગ સાથે બિલકૂલ નથી. ઉલટું તેમાં તો અભિમાનની વૃદ્ધિ હોય છે. પૂર્વકાળની એક એક વાત સાંભળીએ તો આ અભિમાનનું પ્રસ્થ અતિશય વધેલું દેખાય છે. કાશીએ જઇને અધ્યયન પૂરૂં થાય એટલે પોતાનું પાંડિત્ય પ્રકાશ કરવા સારૂ યજ્ઞોપવીતે અસ્તરો બાંધીને શહેરો શહેર ફરવું; અને પોતાની સાથે વાદ કરવાનું જેમનામાં સામર્થ્ય હોય તેમણે આગળ આવવું, તે જીતાય તો તેણે પોતાને અજીંક્યપત્ર આપવું, અને પોતે હારે તો પોતાની જીભ અસ્તરાવડે કાપી નાખવી; આવી કઠણ પ્રતિજ્ઞા કરવાનો રિવાજ તે વખતે હતો. જ્ઞાનમાર્ગને અનુસરનારાઓમાં વૃદ્ધિ પામતું અ-

ભિમાન ફક્ત આપણા લોકોમાંજ હોય છે અને ઇંગ્રેજી, ફારશી, મુસલમાની વગેરે વિદ્યામાં અને શાસ્ત્રમાં પ્રવીણ થયેલા પંડિતોમાં હોતું નથી એમ નથી. તેઓમાં પણ પોતપોતાના મત વિષે અને પોતાનો પક્ષ ખરો અને બીજા બધા ખોટા એવું સમર્થન કરવા વિષે ઘણોજ આગ્રહ જણાય છે. એકંદરે જ્ઞાનમાર્ગની ગતિ જ તેવી છે. આગ્રહ એટલે ખેંચવું અને પ્રેમ એટલે છોડી દેવું, અર્થાત્ જ્યાં આગ્રહ હોય ત્યાં પ્રેમને માટે સ્થાન હોય જ નહીં. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે જ્ઞાનમાર્ગનો યોગ એટલે અધિકાર અથવા સાધન પ્રેમરહિત છે. જ્ઞાનમાર્ગીઓને પરમેશ્વરપ્રાપ્તિ થતી હશે, થતી જ નહિ હોય એમ આપણે કેમ માનીએ ? અને તેમને ખરેખર જ તે થવાની હોય તો આપણે ન માનીએ તેથી તેમાં ફેરફાર થોડોજ થવાનો છે ! પરંતુ સાધારણ અનુભવ એવો છે કે, તેમને અભિમાનાંધતાને લીધે બીજા વિષે યત્કિંચિત્ પણ લાગણી હોતી નથી

કર્મમાર્ગનો પણ આવો જ પ્રકાર છે. યોગમાર્ગમાં જેમ નિષ્ઠુરતા, કઠોરતા અધિક, અને જ્ઞાનમાર્ગમાં અભિમાન પ્રબળ હોય છે, તે જ પ્રમાણે કર્મમાર્ગમાં જડતા વિશેષ હોય છે. મનુષ્ય એક વખત કર્મમાર્ગમાં દાખલ થાય એટલે તેનો આખો જન્મારો તેમાં જ ગુંથાઇ જાય છે. આ જડતાની મજલ એટલે સુધી પહોંચી હતી કે, પહેલાં વર્ષોનાં વર્ષ સુધી એક યજ્ઞ ચાલતો હતો. કર્મ સાથે આટલી એકરૂપતા અને જડતા થાય તેથી ફાયદો શું ? કારણ, જડતા અને પ્રેમ એ એક જ ઠેકાણે વસતાં નથી. આપણે ચૈતન્યરૂપી હોવા છતાં જડતાને આધીન થઇએ ત્યારે આપણે પ્રેમરહિત થઇએ છીએ, એ જ સંસ્કાર થાય છે. વીરવૈષ્ણવાદિકનો જડતાનો પ્રકાર આવોજ હોય છે. એક જણ એકાદશીને દિવસે નિરાહાર રહેછે એટલુંજ નહિ પણ પેટમાં પાણીનું એક ટીપું પણ જવા દેતો નથી. બીજો ચૂસ્ત શૈવ હોય તો તે દિવસે ખાસ કરીને બે વખત જમે છે ! એક કપાળ ભરીને ગંધ અને ભસ્મ લગાવે છે, તો બીજો નાકના મધ્ય ભાગથી તે ચોટલી સુધી ઉભી લીટીઓ દોરે છે. આ સર્વે કૃતિમાં જડતાનું આધિક્ય હોઇને પ્રેમનો અંશ ઘણો જ થોડો હોય છે. આ માર્ગને અનુસરનારા કોઇ મહાત્માઓ

પ્રેમયુક્ત વત્સલ હશે—નહિજ હોય એમ કહેવું યોગ્ય નથી; પરંતુ સાધારણ ભાગ જડતાનો હોય છે એ નિઃસંદેહ છે. ભક્તિમાર્ગનો વિચાર કરીએ તો તેમાં મુખ્ય યોગ અથવા સાધન અને અધિકાર પ્રેમનો જ હોય છે, તેની આગળ સર્વ ગૌણ. એટલા માટેજ એકનાથ મહારાજે

ऐसे आचरितां भागवतधर्म । बाधूं न शके कदा कर्म ॥
कर्मासि ज्याची आज्ञा नेम । तो पुरुषोत्तम भजनामाजी ॥ १॥

આ પ્રમાણે કહીને એ માર્ગનું ગૌરવ કર્યું છે.

પરમેશ્વર પ્રેમસ્વરૂપ અને પ્રેમનો અધિષ્ઠાન હોવાથી, તેમજ આપણા અંતઃકરણમાં તેણે પ્રેમ મુકેલો હોવાથી જે માર્ગનો મુખ્ય અધિકાર અને સાધન પ્રેમ છે તેજ માર્ગ સુગમ લાગે અને તે તરફ જ આપણી પ્રવૃત્તિ થાય એ સાહજિક છે. કર્મમાર્ગને લીધે જડતાના પર્વતો આડા આવે છે, જ્ઞાનમાર્ગને લીધે અભિમાન આડે આવે છે, યોગમાર્ગમાં કડકપણું અને નિષ્ઠુરતા એ મોટી અડચણ છે; પરંતુ ભક્તિમાર્ગમાં તો તેવી કોઈ જ જાતની અડચણ નથી.

જે પ્રમાણે રાજમહેલમાં પ્રવેશ કરવાની ઇચ્છા રાખનાર માણસને ચોકી પહેરાઓ ઓળંગવા પડે છે તે જ પ્રમાણે પરમેશ્વર પાસે જવાની ઇચ્છા રાખનારા માણસને—પ્રભુના દરબારમાં પ્રવેશ કરવાની ઇચ્છા રાખનાર માણસને—ત્રણ ચોકીઓ ઓળંગવી પડે છે. પહેલી ચોકી નિર્દય આરબ ચોકીવાળાઓના જેવા યોગમાર્ગની આવે છે. ત્યાં જાય એટલે ચોકીદારો પૂછેછે કે, " તમે અહીં શા માટે આવ્યા ? તમે તપ વગેરે કરીને અધિકાર પ્રાપ્ત કર્યો છે ? જો અધિકાર પ્રાપ્ત કર્યો ન હોય તો તે કરો અને પછી અહીં આવો." આ ચોકીવાળાઓ માત્ર એકપંથી અને અજ્ઞાન જેવા હોવાથી તેને ગમે તે રીતે સમજાવીને અથવા તો તેને ભૂલવીને માણસ આગળ વધે તો પછી મુત્સદી જેવા જ્ઞાનમાર્ગની બીજી ચોકી આવે છે. ત્યાં જઈ પહોંચે એટલે ત્યાંના ચોકીદારો " શું તમે વૈદ્ય છો ? પંડિત છો ? કે કવિ છો ? " એવી પરપૂછ કરેછે. ત્યાંથી છૂટીને આગળ વધે એટલે ત્રીજી ચોકી કર્મમાર્ગની આવે છે. આ ચોકી ઉપર દરબારમાં કેવી રીતે જવું, ત્યાં કેવી રીતે

ચાલવું, કેવી રીતે બોલવું, વગેરે પ્રકારની સૂચનાઓ કરવામાં આવેછે. અહીં મહારાજની મુલાકાતે જવા માટે કાંઈક ભેટ સોગાદ આપવી પડેછે; માટે ખાલી હાથે આવ્યો છે કે કાંઇ લઈને આવ્યો છે તે વિષે આ ચોકીપર તપાસ કરવામાં આવે છે. આ ત્રણ ચોકીઓ વટાવીને જે મહારાજ–પ્રભુનાં દર્શન કરવાના ઉદ્દેશથી આ બધી ખટપટ કરવામાં આવે તે મહારાજ–પ્રભુને જોઇએ તો જેનામાં ક્રૂરતા કે અભિમાનનો અંશ પણ નથી, અને માત્ર પ્રેમ સિવાય બીજી કોઇ પણ વસ્તુના નજરાણાની જે કદી અપેક્ષા રાખતો નથી એવો તે હોય છે. આ ભક્તિમાર્ગ અથવા પ્રેમમાર્ગનો દરબાર એવો છે કે, ત્યાં આરબ ચોકીદારો નથી, જર્જ,મુનસફ વગેરેની અડચણ નથી, અને ત્યાં નાણાનું નજરાણું અથવા ફળફૂલ વગેરે કાંઇ પણ જોઇતું નથી. ફક્ત પ્રેમયુક્ત ભાવવડે દેવનું–તે દરબારમાં બિરાજતા મહારાજાનું–પ્રભુનું— દર્શન થાયછે. તે દેવ કેવો છે તેનું વર્ણન તુકારામબાવાએ નીચેના અભંગમાં ઉત્તમ રીતે કરેલું છે:—

जो भक्तांचा विसांवा । उभा पाचारितो धांवा ॥

हातीं प्रेमाचें भातुकें । मुखीं घाली कवतुकें ॥ १॥

" ભક્તો મહેનત કરીને પોતાની પાસે આવે ત્યાર પછીજ આપણે તેને ભેટ- દર્શન આપવું " એમ ધારીને પ્રભુ કદી વાટ જોઇ બેસતો નથી; પણ ઉલટો તે સામે ઊભો રહીને બોલાવેછે અને " તમારી ઉપર મારો પ્રેમ છે- તમારામાં મેં પ્રેમ રાખેલો જ છે તે વૃદ્ધિ પામે તેવી રીતે હું કરીશ; માત્ર તમે મને ઓળખો " એવી રીતે તે કહેછે.

રામેશ્વર વગેરે દક્ષિણ હિન્દુસ્તાનમાં જેમણે પ્રવાસ કર્યો હશે તેમના જોવામાં શહેરો પ્રમાણે એક એક મોટું દેવળ પણ આવ્યું હશે જ. તે દેવળની આસપાસ એક એક તટ હોય છે અને તેને દરવાજા હોય છે. તે તટની અંદર દુકાનો, વગેરે હોયછે. વળી અંદરના ભાગમાં બીજો તટ હોયછે, અને તે બે તટ વચ્ચેની જગામાં માણસોની વસ્તી હોયછે. આવી સ્થિતિ હોયછે. મુખ્ય દ્વારે કર્મમાર્ગના અનુયાયીઓ બેઠેલા હોયછે. તેને પ્રસાદી ધર્યા વિના અંદર પ્રવેશ થઇ શકતો

નથી. અમે દક્ષિણ હિન્દુસ્તાનમાં ફરતા ફરતા કાંચીપુર ગયા. ત્યાં શિવ અને વિષ્ણુ એ બન્ને દેવોનું માન વિશેષ હોવાથી એક બાજૂએ આશરે ત્રણેક ગાઉ ઉપર વિષ્ણુનું સ્થાન (દેવાલય) છે. અમે શિવાલય જોવા ગયા ત્યારે ત્યાંનો એક વૈષ્ણવ મિત્ર નછૂટકે અમારી સાથે આવ્યો હતો. અમારામાંના કોઇના પણ કપાળ ઉપર ભસ્મ નહીં હોવાથી અમને દરવાજે અટકાવવામાં આવ્યા. સ્થળ જોવાની અમારી ખાસ ઉત્કંઠા હતી, માટે પાસેજ ભસ્મ પડયું હતું તેમાંથી કપાળ ઉપર ભસ્મના પટ્ટા પાડી દઇને અંદર જવાને અમે તૈયાર થયા; પરંતુ અમારી સાથે આવેલા વૈષ્ણવ મિત્રે તેમ કરવાને કબુલ કર્યું નહિ; અને પોતે કરેલા તિલક સાથેજ અંદર પ્રવેશ થાય તેવી તજવીજ કરવાનું તેણે કહ્યું. તે સાંભળીને ત્યાંના અધિકારીએ અમારા એ મિત્રને ઉદ્દેશીને કહ્યું કે, " આ જ્ઞાનવાપીછે, તમારૂં અહીં કામ નથી; તમે વિષ્ણુપુરીમાં ખુશીથી જાઓ." આ હકીકત કોઇની નિંદા કરવાના અથવા દોષ દેવાના ઉદ્દેશથી હું કહેતો નથી; પણ કર્મમાર્ગથી થતી જડતા તથા અભિમાનના દૃષ્ટાન્ત તરીકે કહુંછું.

સર્વ માર્ગનું અનુસંધાન કઇ તરફ હોય છે અને તેનાથી સાધ્ય શું હોય છે તે આપણે જોઇએ તો, પાપમુક્તતા અને ભગવત્પ્રાપ્તિ એ જ જણાય છે. હોમ હવન, જપ તપ, સ્નાન સંધ્યા, એ સર્વના આદ્યંતે જે સંકલ્પ હોય છે તે " આ અને પાછલા જન્મજન્માંતરમાં થયેલા પાપક્ષાલનાર્થે અને પરમેશ્વર પ્રીત્યર્થ અમે જે જે કર્મો કરીએ છીએ તે પરમેશ્વરને અર્પણ કરીએ છીએ " એવો જ હોય છે. ફેર માત્ર એટલો જ કે, યોગમાર્ગ, જ્ઞાનમાર્ગ અને કર્મમાર્ગ એ ત્રણેમાં સાયાસ, ત્રાસ, ધોકો, અને અડચણ ભરપૂર હોઇને તેથી નિષ્ઠુરતા, અભિમાન, જડતા વગેરે અનુક્રમે વધવાનો અત્યંત સંભવ છે. ભક્તિમાર્ગમાં ખટપટ અથવા ત્રાસ બિલકુલ નથી, પણ માત્ર પ્રેમળ ભાવવડે સર્વ કાર્યભાગ થાય છે. અને આ દરબારનો રાજા પોતે ચાલીને ભક્તના આંગણામાં આવે છે. આ માટે જ,

શ્રુતિસ્મૃતિ દોન્ઈ ડોળે । તેણે વીણ જે આંધળે ॥

એવા જે અમારા તમારા જેવા સાદા ભોળા લોક તેમને સુલભ એવો આ ભજનમાર્ગ બતાવી એકનાથ મહારાજે તેનું ગૌરવ કર્યું છે.

આ ભક્તિમાર્ગની વિશેષ મહત્તા એ છે કે તેમાં જાતિભેદ કે સ્ત્રી પુરુષાદિભેદ બિલકુલ નથી. માળી, કોળી, સોની, કુંભાર, ચમાર, મહાર વગેરે સર્વ જાતિના લોકોની સંતમાલિકામાં ગણના છે. મુસલમાનને પણ જુદા ગણવામાં આવતા નથી. ભજનની શરૂઆતમાં સાધુ–ભકતોને નમન કરવાની ચાલ છે તે વખતે જ્ઞાનદેવ, એકનાથ, તુકારામ વગેરે સાધુઓને નમન કર્યા પછી કબીર અને શેખમહમદ એમને પણ નમન કરવામાં આવે છે. સંતમાલિકામાં ગોરા કુંભાર અને ચોખામેળ ઢેડ એનો પણ સમાવેશ છે. મુક્તાબાઇ, મીરાંબાઇ, અને કાન્હુપાત્રા એ સ્ત્રીઓ પણ તેમાં છે. અર્થાત વર્ણાશ્રમધર્મની આ માર્ગમાં અડચણ નથી–તે સર્વને માટે સરખી રીતે છુટો છે. સિવાય ભક્તિમાર્ગનું મુખ્ય સાધન અથવા અધિકાર મનુષ્ય માત્રને માટે સાધારણ જે પ્રેમ તે હોવાથી તે વિશેષ સુગમ છે.

રામોશી, ભીલ વગેરે ધાડપાડુ ક્રૂર લોકો બીજાઓનું અત્યંત ક્રૂરપણે ખુન કરીને દ્રવ્ય હરણ કરે છે; તોપણ તેમના અન્તઃકરણમાં પોતાનાં છોકરાં છૈયાં માટે લાગણી–મમતા હોય છે, અને તેમના ઉદરભરણાર્થે તે નિંદ્ય અને ઘોર કર્મો કરે છે. આ ઉપરથી સર્વમાં પ્રેમ હોય છે અને તેની ગરજ પણ સર્વને હોય છે એ દેખીતુંજ છે. પ્રેમની ગરજ કોઇને નથી એમ કદી હોય નહિ. આ સુલભ ભક્તિમાર્ગ અથવા પ્રેમમાર્ગવડે જે પ્રેમસ્વરૂપ છે અને જેને પ્રેમના જેવું બીજું કાંઇ પ્રિય નથી તે પરમેશ્વર પોતે ચાલીને ઘેર આવે છે. યોગીઓની ઘોર તપશ્ચર્યા પછી સમાધિ દૃષ્ટિથી દેખાતો, અથવા જ્ઞાનીઓની સર્વ પ્રકારની શંકાઓ દૂર થયા પછી મળનારો અથવા કર્મમાર્ગીઓના સેંકડો હોમ હવન અથવા વ્રત વૈકલ્યવડે પ્રાપ્ત થનારો જે ઈશ્વર તે આપણને જોઇતો નથી, પણ ઘણી ખટપટ અને ત્રાસ કર્યા વગર પ્રાપ્ત થનારો જે ઈશ્વર તે આપણને જોઇએ છે. વેદશાસ્ત્રનો પરમેશ્વર દૂર અને દુઃસાધ્ય છે. સંતચરિત્રમાંનો સંનિધ રહેનારો અને બુમ પાડતાંજ આવીને ઉભો રહેનારો એવો ઈશ્વર આપણે જોઇએ છે. પેટમાં ચૂંક આવતાં આપણે “ મા મા ” કહીએ કે તુરત જેમ વત્સલ માતા દોડી આવે છે તેમ “રામ, રામ ” કહેતાંજ ચાચાળુ આવશી દોડી આવે તેવો દેવ

જોઇએ છે. દેવે ભક્તના ઘોડા ધમાર્યા, સારથ્ય કર્યું, તેના યજ્ઞમાં એઠીપત્રાળીઓ ઉપાડી વગેરે જે પુરાણુમાં કથાઓ છે તે વાંચીને અથવા સાંભળીને દેવને હલકાપણું આપવાનો કવિનો ઉદ્દેશ હતો એવી કલ્પના મનમાં ન લાવતાં તે માત્ર કવિત્વનો દોષ અગર કવિલાઘવનો પ્રકાર છે એમ માનવું એજ સારૂં છે. ઈશ્વર પોતાના ભકતો માટે જાતે કાર્ય કરવાને બદલે બીજા પાસે કરાવે છે એમ કહેવાથી કાંઈ આ બાબતમાં કમીપણું આવતું નથી. ખ્રિસ્તી લોકોનો જીવંત દેવ આપણુને બસ નથી, પણ હમેશા જાગૃત અને ભકતની ધાંવ સાંભળે તેવો તે જોઇએ. આ સૃષ્ટિરૂપી ઘડીઆળને એક વખત ચાવી આપીને નિદ્રિત થયેલો એવો હાલના જ્ઞાનીઓનો પરમેશ્વર આપણુને જોઇતો નથી, પણ પ્રસંગ પડે તે પ્રમાણે વખતો વખત ચાવી આપનારો, અને ભકતની મદદ માટે ઉભો હોવાની સાક્ષ આપનારો દેવ જોઈએ.

એકનાથ મહારાજે ઉપરની ઓવીંઓમાં પ્રેમ એજ જેનો મુખ્ય યોગ અથવા અધિકાર છે એવા ભાગવતધર્મનું માહાત્મ્ય ગર્ભિત રીતે વર્ણવ્યું છે, તેજ મેં ઉપસંહારરૂપે વિસ્તાર કરીને યથામતિ આપની આગળ કહ્યું છે, તે વિષે આપ ધ્યાન પૂર્વક વિચાર કરશોજ.

---

## વ્યાખ્યાન ૫ મું.

જૂની શાસ્ત્રીય રીત પ્રમાણે કોઈપણ વિષયના સ્વરૂપનું કથન કરવાનું હોય તો તે અન્વયવ્યતિરેક દૃષ્ટિથી કરવું જાઇએ, એટલે કે એ વિષયનું અન્ય તેવાજ પ્રકારના વિષય સાથે કઈ કઈ બાબતમાં સામ્ય અથવા સાદૃશ્યછે, અને કઈ કઈ બાબતમાં અસામ્ય અથવા ભેદ છે તે બતાવવું જોઇએ. કોઇપણ વિષયનું સ્વરૂપ સમજવા માટે આના જેવો બીજો કોઇપણ સારો માર્ગ નથી. માટે એજ રીતને અનુસરીને ગયાં ચાર વ્યાખ્યાનોમાં એકનાથી ભાગવતમાંના ચાર ઉતારાઓને આધારે મેં ભાષણ કર્યું તેમાં ભકિતમાર્ગનો યોગ, જ્ઞાન અને કર્મ એ ત્રણે માર્ગો સાથે સામ્ય શું છે, અને ભેદ શો છે અને વે કેવા પ્રકારનો છે તે જણાવ્યું છે.

૧ ભકિત જ્ઞાનથી કરવી અને કર્મથી કરવી, અથવા યોગવડેજ

થાયછે એમ માનનારા લોકો સર્વ દેશમાં અને સર્વ ધર્મમાં છે; પરંતુ બીજા દેશોમાં એકજ જાતની મોડણી છે અને આ દેશમાં સર્વ જાતની મોડણી છે. માટે ભાગવતધર્મમાં એટલે ભક્તિમાર્ગમાં અને બીજા માર્ગોમાં જે ભેદછે તેનું નિરૂપણ પાછલાં વ્યાખ્યાનોમાં કરવામાં આવ્યું છે. હવે ભાગવતધર્મમાં જે ભજન કહેલું છે તે કયું અને એનું ખરૂં લક્ષણ શું છે એ પ્રશ્ન ઉત્પન્ન થાયછે. તે વિષે એકનાથ મહારાજે જે ઓવીંઓમાં ખુલાસો કરેલો છે તે સંબંધે આજ પ્રમાણે વિચાર કરીએ.

हैतुक अथवा अहेतुक । वैदिक लौकिक स्वाभाविक ॥
भगवंतीं अर्पे सकळिक । या नांव देख भागवतधर्म ॥ १ ॥

હેતુપુરઃસર જે જે કાર્યો તમે કરોછો, અથવા કોઇ પણ જાતની ફલપ્રાપ્તિનો હેતુ ધારણ કર્યાવિના જે જે કાર્યો કરોછો, એટલાં જ નહિ, પણ વૈદિક એટલે શ્રુતિ, સ્મૃતિ વગેરે કર્મમાર્ગમાં કહેલાં કાર્યો, લૌકિક એટલે લોકાચારનાં કાર્યો અથવા ખાવું, પીવું વગેરે જે સ્વાભાવિક કાર્યો કરોછો, તે સર્વ તમે કરો. માત્ર એ કાર્યો સહેતુક હોય અથવા હેતુરહિત હોય પણ તે સર્વ પરમેશ્વરને અર્પણ કરવાં: એવો ઉપદેશ આ ઓવીંમાં છે. આની પછીની

बाधूं न शके स्वधर्मकर्म । ऐक राया स्यांचें वर्म ॥
मनीं प्रगटला पुरुषोत्तम । अतिनिःसीम निजबोधें ॥ २॥

આ ઓવીંમાં પહેલી ઓવીંનોજ વિસ્તાર છે, અને ભક્તિમાર્ગનો અધિકાર સર્વને છે એ વિષયનું પ્રતિપાદન એકનાથ મહારાજે જે ઓવીંઓમાં કરેલું છે તેમાંની ત્રીજીનું પુનરુચ્ચારણ છે.

હવે કોઈ એવો આક્ષેપ લેશે કે, કર્મમાર્ગમાં જે જે કર્મો કહેલાં છે તે સર્વ પરમેશ્વરને જ અર્પણ કરવામાં આવે છે; કારણકે તેના આરંભમાં પરમેશ્વરને ઉદ્દેશીને જ સંકલ્પ કરવામાં આવે છે. અને સમાપ્ત થાય ત્યારે પણ તે જનાર્દનસ્વરૂપ વાસુદેવનેજ અર્પણ કરવામાં આવે છે. તો પછી અર્પણ કરવાનું તે બાકી શું રહ્યું ? આ શંકાના સમાધાન વિષે એકનાથ મહારાજ નીચે પ્રમાણે કહેછે. ભક્તિમાર્ગનું અર્પણ જુદુંજ

પ્રકારનું છે એ પણ આ ઓવીમાં બતાવવામાં આવ્યું છે.

जंव दृष्टी देखे दृश्यातें । तंव देखोचि देखे तेथें ॥
यापरी दर्शनातें । अर्पी भजन सत्ते दृष्टीचा विषयो ॥ ३ ॥

આપણે આંખોવડે જે કંઈ જોઇએ છીએ તે સર્વે દૃશ્ય વિષયોમાં દેવ છે; માતા તરીકે છે, પિતા તરીકે છે, કર્તા તરીકે છે એમ આપણે જોઇએ છીએ. મોટી નદીને કીનારે ઉંચા પર્વત ઉપર અથવા અન્ય સ્થળોએ આપણે ગયા હોઇએ ત્યારે પરમેશ્વરની દયા, ચાતુર્ય અને શકિતનો ભાસ આપણને એવો થવો જોઇએ કે, જે જે વિષય આપણી દૃષ્ટિને દેખાય તે દરેકમાં દેવ–ઈશ્વર છે એવી આપણા અન્તઃકરણની વૃત્તિ થાય, અને દરેક આંખનું જોવું દેવમય થઇ જાય.

આ દૃષ્ટિને સંબંધે થયું. તદ્દતજ શ્રવણેન્દ્રિય માટે પણ સમજવું.

श्रवणेंचि यापरी श्रवण । करितां उठिलें ब्रह्मार्पण ॥
हेतुरहित भगवद्भजन । स्वभावें जाण स्वयें होतें ॥ ४ ॥

ધ્વનિ કાનમાં જાય એટલે જે પ્રમાણે દૃષ્ટિવડે દેવ—ઈશ્વરનો બોધ થાય છે તે જ પ્રમાણે ધ્વનિમાં પણ બ્રહ્માર્પણ ઉત્પન્ન થવું જોઇએ. એટલે તે ધ્વનિ બ્રહ્માર્પણ થાય છે, અથવા ભગવંતની સાક્ષ છે એમ લાગવું જોઇએ. કીર્તન અને ભજન વખતે સારંગી, મૃદંગ, ઇત્યાદિ વગાડવામાં આવે છે તેનો હેતુ પણ ચિત્ત અને મનોવૃત્તિની એકાગ્રતા કરવાનો હોય છે. એટલે બીજી બાબતો તરફ લક્ષ ન જતાં તે ભજન તરફ લાગે, એજ મુખ્ય હેતુ હોય છે; પરંતુ ભજનમાં એકતાનતા થવી જોઇએ તે એક બાજૂએ રહીને નાદ અને તાલમાં જ કેટલાક માણસો ઘણે વખતે એકતાન થઇ જાય છે. માટે સર્વમાં ઉત્તમ ઉપાય એજ છે કે, સર્વ ધ્વનિમાં બ્રહ્મબોધની ટેવ કાનને પાડવી. આપણે ઘણા લોકોને બોલતા સાંભળીએ છીએ કે, 'કીર્તનમાં રસ જામતો નથી અથવા મઝા પડતી નથી.' આમાં કેટલોક દોષ શ્રોતાઓનો હોય છે તેમજ કેટલોક દોષ વક્તાનો પણ હોય છે. કીર્તન કરનારને સારંગી, મૃદંગ, ઇત્યાદિ વાજીંત્રના સાહિત્યની જરૂર જણાય, અને શ્રોતાઓને કીર્તનમાં રસ

ગમતો નથી એમ લાગે એ ઉપરથી તે બન્ને વ્યક્તિના શ્રવણને બ્રહ્મબોધની ટેવ નથી એ જ અનુમાન થઇ શકે. શ્રવણને બ્રહ્મબોધની ટેવ પડી હોય તો સર્વત્ર એકાગ્રતા થઇ જાય છે અને દરેક ધ્વનિ પરમેશ્વરનું સ્મરણ કરાવે છે. આ જ પ્રમાણે ઘ્રાણેન્દ્રિય માટે પણ સમજવાનું છે, એ નીચેની ઓવી ઉપરથી જણાશે.

जो सुमना सुमनपण जोडी । तो घ्राणाचें घ्राण होय आवडी ॥
मग नाना सुवास परवडी । ब्रह्मार्पण मोडी निजभोग अर्पी ॥५॥

પૂજાને સમયે દીવો, ઘંટડી, કપૂર, ધૂપ, વગેરે શા માટે હોય છે? આંખને, કાનને અને નાકને સંતોષ થાય અને તેથી પરમેશ્વરમાં તલ્લીનતા થાય માટે. પરંતુ કર્મમાર્ગમાં ઉપર જણાવેલાં ઉપકરણોનેજ પ્રાધાન્ય પ્રાપ્ત થવાથી અને તે ઉપરજ સર્વ લક્ષ જતું હોવાથી જડતા ઉત્પન્ન થાય છે, અને મૂળ હેતુ વ્યર્થ જાયછે. પરમેશ્વરની કૃપાથી પુષ્પને સુગંધ પ્રાપ્ત થયોછે તેની સૂચના જો દરેક ગંધવડે ઘ્રાણેન્દ્રિયને થાય તોજ ઘ્રાણેન્દ્રિય સંબંધનું ભાગવતધર્મનું કર્તવ્ય થયું કહેવાય. હવે ચોથી ઇંદ્રિય જે રસના તે વિષે વિચાર કરીએ.

रसना रस घेऊं जाय । तंव रसास्वाद देवाचि होय ॥
मग रसनेमाजी येऊनी राहे । ब्रह्मार्पण पाहे रसभोगवृत्ती ॥६॥

રસના એટલે જીભ. હરકોઇ રસનો સ્વાદ લેતાં પરમેશ્વરની કૃપાથી આ સ્વાદ મળ્યો એવી જો રસનાને સૂચના થાય તો રસોપભોગની લોલુપતા નાશ પામીને ભગવતના ચિંતનમાં એકાગ્રતા થાય છે. રસાસ્વાદ લ્યો, શ્રવણ કરો, દૃષ્ટિસુખ ભોગવો. પરંતુ તે દરેક ઇંદ્રિયોનો વિષય દેવ કરીલ્યો. તે તે ઇંદ્રિયોવડે દૃષ્ટિસુખ, શ્રવણસુખ અને રસાસ્વાદનો દાતા જે પરમેશ્વર તેને ઓળખો એટલે તમે ઇંદ્રિયોના સ્વામી થશો. ઇંદ્રિયો તમારી ઉપર કદીપણ સ્વામિત્વ મેળવી શકશે નહીં. તેમ નહીં થાય તો વાસનાઓ નિર્મૂલ થશે નહીં અને વિષય ફરી દૃષ્ટિએ પડતાં ઉપજેલી ઇચ્છા પ્રબળ થશે અને તમે તેને વશ થશો. કેટલાક લોકો ચોમાસામાં મીઠું વર્જ્ય કરેછે; પરંતુ તેથી મીઠા ઉપરની અભિરુચિ કમી ન થતાં તેમના મનને એમ થયાં કરેછે કે, ક્યારે ચોમાસું

જાય અને ક્યારે મીઠું ખાઇએ ! મસીદ અથવા પ્રાર્થના કરવાના સ્થળમાં રંગ, વાદ્ય, વગેરે ઉપકરણ બીલકુલ હોવાં ન જોઇએ એવું મહંમદી ધર્મમાં કહેલું છે. અને તેટલા માટેજ મસીદની ભીંતો તથા સભામંડપ વગેરે માત્ર સફેદ કરવામાં આવેછે. ત્યાં રંગ અથવા ચિત્રો વગેરે કાંઇ પણ જોવામાં આવતું નથી. ખ્રિસ્તી દેવળોમાં પણ એવા ઉપકરણને પ્રાધાન્ય આપવામાં આવતું નથી; આપણા—હિંદુઓના દેવાલયોમાં માત્ર તે બાબતમાં પરાકાષ્ઠા થયેલી દેખાઇ આવેછે. જેટલાં છે તેટલાં જાણે ઓછાંજ પડે છે ! સર્વ પ્રાધાન્ય તેમનેજ મળેછે, અને ભજન, કીર્તન તો માત્ર નામનુંજ—દેખાડવા જેવું. તેની તરફનો દુર્લક્ષજ. સ્પર્શ માટે પણ તેજ પ્રમાણે છે

स्पर्श घेइजे निजदेहीं । तंव देहींच प्रगटे विदेही ॥
मग स्पर्शी जें जें कांहीं । तो तो भोगूं पाही ब्रह्मार्पणें उठीं ॥ ७॥

સુખોપભોગની આશા છે; પરંતુ તે આવેછે ક્યાંથી, અને તેનો નિર્માણકર્તા કોણછે તે વિષે આપણને દરેક વખતે બોધ થવો જોઇએ. આ રીતે સ્પર્શસુખ લેવામાં આવે તો તેથી અપવ્યય નહોતાં દરેક સ્પર્શને વખતે વિદેહી જે પરમેશ્વર તેનું આપણને સ્મરણ થાયછે, અને એ રીતે સર્વ સુખ બ્રહ્માર્પણ થાય છે. પછી

जेउंते जेउंते चालवी पाये । तों तों मार्गु देवोचि होये ॥
मग पाउलांपाउलीं पाहे । निज भजन होये ब्रह्मार्पणाशीं ॥ ८॥

ચાલતી વખતે આપણે પરમેશ્વરની કૃપાથી ચાલીએ છીએ, અને જેટલો માર્ગ આપણે કાપ્યો તે પરમેશ્વરની કૃપાથી જ એમ સમજવું જોઇએ. સર્વ માર્ગ જ આપણો છે અને તે સ્વપરાક્રમવડેજ કાપીએ છીએ એમ માનવું એ મોટી ભૂલ છે. સર્વ સુખો આપણાં છે એમાં સમજવું નહિં પણ જે સુખ આપણને મળેછે તે પરમેશ્વરની કૃપાથી જ મળે છે એમ માનીને તેનો સદુપયોગ કરવો. આપણે આગગાડીમાં પ્રવાસ કરતા હોઇએ તો જેટલે સુધીની ટીકીટ લીધી હોય તેટલોજ પ્રવાસ કરવો જોઇએ. તેથી વધારે પ્રવાસ કરવો અથવા સર્વ આગગા-

ડી આપણી જ છે એમ માનવું એ જેમ બરોબર નથી, તે જ પ્રમાણે સર્વ વિષયોપભોગને માટે સમજવાનું છે. હરકોઇ ઇંદ્રિય અગર ગતિનો વિષય આગળ આવતાં સર્વ સમર્થ સૃષ્ટિનિયંતાએ જે નિયમો બાંધેલા છે તેને અનુસરીને મિતપણાથી તેનો ઉપયોગ કરવો અને તેમ કરતાં તેના ઉત્પન્નકર્તા અને દાતાનું ચિંતન કરવું એજ આપણો અધિકાર–એજ આપણું કર્તવ્ય છે. સારાંશ કે માત્ર તાલ વગાડવાથી કે રંગ કરવાથી જો દેવની ભાવના થતી નથી તો પછી તે શુષ્ક કર્મમાર્ગ થયો. તેમાં ભજન અને ભક્તિમાર્ગનું સ્વારસ્ય બિલકુલ રહ્યું નથી. યોગમાર્ગમાં યોગી લોકો વિષયનો ત્યાગ કરેછે, પરંતુ શરીરે ક્લેશ અને દુઃખ ભોગવે છે. આટલું સહેવા છતાં પણ મનોવૃત્તિના ધર્મથી તેઓ છૂટા થઇ શકતા નથી, અથવા તેનું ઉન્મૂલન કરી શકતા નથી. ક્વચિત્ તેનો અમલ કમી કરી શકાય છે; પરંતુ શરીરને અને મનને ક્લેશ તથા દુઃખ ન આપતાં તે કમી કરવાનું જેવું સામર્થ્ય ભક્તિમાર્ગમાં છે તેવું યોગ, કર્મ કે જ્ઞાન એ ત્રણે માર્ગમાંના એકેમાં નથી. ભક્ત વિષયોપભોગ કરેછે, સર્વ ત્યાગ કરીને બેસતા નથી, પણ ખૂબી એ છે કે તેઓ સર્વ દેવને અર્પણ કરેછે. હવે, ખરો ભાગવતધર્મ આપણને સાધ્ય થયાની ખાત્રી એ છે કે ઇંદ્રિયોનો દરેક વ્યાપાર ચાલતી વખતે આપણને પરમેશ્વરનોબોધ થાય છે કે નહિ, વિષયનું પ્રાધાન્ય—વિષયનો અમલ—નષ્ટ થઇને આપણા મનમાં પરમેશ્વરને પ્રાધાન્ય મળ્યુંછે કે નહિ, એ વિષે સૂક્ષ્મ રીતે શોધ કરવાથી તે નક્કી થાય છે. વૃત્તિઓને દંડીને–દાબી દઇને સિદ્ધિ થવાની નથી– પણ વૃત્તિઓને સારૂં વલણ આપીને તેમનો ક્ષોભ કમી કરવાથી જ થશે. આ જ ભાગવતધર્મનો વિશેષ ભેદ અને ભાગવતધર્મનું ખરૂં સ્વરૂપ છે.

---

## વ્યાખ્યાન ૬ ઠું.

પાછલા વ્યાખ્યાનમાં " આપણે જે જે કર્મો કરીએ તે પરમેશ્વરને અર્પણ કરવાં—પછી તે કર્મો હેતુક હોય અથવા તો અહેતુક હોય," એમ કહેવામાં આવ્યું હતું. અર્થાત્ જે જે કર્મો કરવાં તેના ફળનું સમર્પણ પરમેશ્વરને કરવું એ ભાગવતધર્મનું મુખ્ય લક્ષણ છે, અને આ

જે ધર્મનું લક્ષણ તે જ ધર્મ સર્વ ધર્મમાં શ્રેષ્ઠ ગણાય એ પ્રમાણે કહેવામાં આવ્યું હતું.

આ ઉપર સાધારણ રીતે એક એવો આક્ષેપ લેવામાં આવેછે કે, " સંસારવ્યવહાર ચલાવવો એવું તો તમે કહોછો; પણ સંસાર ચલાવતાં વિવિધપ્રકારના ઉદ્યોગ-ધંધા, વેપાર રોજગાર ચલાવવા પડેછે, અને તેમાં ફળ વિષે આસક્તિ, સ્વતઃ વિષે અભિમાન, તથા ફલપ્રાપ્તિ ન થાય તો ઉદ્વેગ અને વિષાદ ઉત્પન્ન થાય, એ સ્વાભાવિક જ છે. ત્યારે આસક્તિ, અભિમાન, ઉદ્વેગ, વિષાદ, ઇત્યાદિ ન થાય તેવી રીતે ઉદ્યોગ ધંધાઓ તથા સંસારના અન્ય સર્વ વેપારો શી રીતે ચલાવવા ? "

कर्मांचरणीं समाधी । एक ह्मणती न घडे कधीं ॥
ते पावले नाहीं निजात्मबोधीं । जाण त्रिशुद्धि विदेहा ॥१॥

સંસાર વ્યવહારમાંનાં કર્માચરણો કરતાં છતાં સમાધિ શી રીતે પ્રાપ્ત થઇ શકે ? કારણ સમાધિ મેળવવા માટે વિષયોનો સદંતર નાશ થવો જોઇએ, અને કર્માચરણ એટલે વિવિધ પ્રકારના ઉદ્યોગ ધંધાઓ વ્યવસાયો—વેપાર વગેરે કરવાં. આ રીતે બન્ને બાબતોની કૃતિ તદન ઉલટીજ છે, અને જ્યાં મન હંમેશાં વ્યાવૃત્ત રહે ત્યાં સમાધી થાયજ શી રીતે ? એવો આક્ષેપકોનો સવાલ હોય છે. તે વિષે એકનાથ મહારાજ કહે છે કેઃ—

तटस्था नाहीं समाधी । ह्मणे त्याची ठकली बुद्धि ॥
ते समाधी नव्हे त्रिशुद्ध । जाण नुस्ती मूर्छा आली ॥२॥

યોગીઓની જે સમાધિ છે તે તટસ્થપણાની છે પણ ખરી સમાધિ નથી. તેતો માત્ર મોહભ્રમરૂપ હોઇને એકદેશી છે. તે કોઇને કોઇવાર પણ બગડવાની છે. કારણ કોઇને કોઇવાર પણ દેહધર્મની ઇચ્છા યા પ્રેરણા થાય છે, અને આઘાત અથવા ક્રોધની વ્યાપ્તિને લીધે તે સમાધિનો ભંગ થાય છે, પરંતુ ભાગવત ધર્મની જે સમાધિ છે તે એકદેશી નથી. તેનો સંબંધ સર્વત્ર છે. ભાગવદ્‌ભક્તોની સમાધિનો અધિકાર આવો સંકુચિત નથી. યોગ માર્ગની સમાધિમાં માણસ કેટલાક વખત

સુધી તટસ્થ રહે છે; પરંતુ આવા તટસ્થપણાને ખરી સમાધિ જેઓ કહે છે તેઓ ખરેખર છેતરાય છે. કારણ એવી સમાધિ તે ખરી સમાધિજ નથી. તે તો માત્ર ક્ષણિક મૂર્છા છે. એ ક્રિયાવાન મનુષ્યની સમાધિ નથી પણ મૂર્છાવાન એટલે મોહ પામેલાની એકકાળી એકદેશી સમાધિ છે. કારણ તેનાવડે કાંઈપણ ક્રિયા ઉત્પન્ન થતી નથી એમ એકનાથ મહારાજે બીજી ઓવીમાં વિશેષે કરીને કહેલું છે. જેઓ મંદ એટલે મૂર્ખ છે તેઓ " યોગીઓની સમાધિ એકદેશી અને ક્ષણિક છે " એ વાત સાચી માનતા નથી, એ તેમણે

ताटस्थ्यापासूनि उठिला । तैं तो समाधीस मुकला ॥
तेव्हां एकदेशी भावो आला । मंद या बोला न मानिती सत्य॥२॥

આ ત્રીજી ઓવીમાં સ્પષ્ટ કહેલું છે.

बुद्धि आकाळिजे परब्रह्म । तैं अहेतुक चाले कर्म ॥
होंचे बुद्धिचें अर्पण परम । इतर तो भ्रम अनुमान ज्ञान ॥४॥

બુદ્ધિનો લય ઈશ્વરમાં થાય છે અને ફલપ્રાપ્તિની આસક્તિ વિના મનુષ્ય જે કાંઈ કર્મો કરે તે સર્વે પરમેશ્વરને અર્પણ થાય છે; અને આ પ્રકારે બુદ્ધિના યોગે જે કાંઈ અર્પણ થાય તે જ ખરૂં અર્પણ છે. તે વિના અન્ય સર્વ ભ્રમ અને અજ્ઞાન છે. વળી—

ते स्वरूपीं निरवधी । भजनशील जहाली बुद्धि ॥
ते सफळ कर्मी समाधी । निजार्पणविधि स्वयें जाहली ॥५॥

પરમેશ્વરમાં બુદ્ધિનો લય થવો જોઈએ—અનન્યભાવ થવો જોઈએ. આ લય એવો થવાની જરૂર છે કે, પરમેશ્વરની અને આપણી ઇચ્છામાં કાંઈજ અંતર રહેવું ન જોઈએ. અર્થાત્ પરમેશ્વરની ઇચ્છા તે જ આપણી ઈચ્છા થવી જોઈએ. અને જ્યારે પરમેશ્વરની ભક્તિ વિષે પ્રીતિ ઉત્પન્ન થાય, તથા " માતા, પિતા, શાસ્તા વગેરે જે આપણી સાથે પરમેશ્વરના સંબંધો છે તે લક્ષમાં રાખીને તેના હેતુઓ આપણી તરફથી સિદ્ધ થાય એજ આપણી ઇતિકર્તવ્યતા છે " એમ લાગે ત્યારે સર્વ કર્મોની સમાધિ થઈ એમ સમજવું જોઈએ. આવી બુદ્ધિવડે ભજનશીલ થઇને અહેતુક કર્મો કરવાં તે જ કર્માચરણી

ખરી સમાધિ. યોગમાર્ગી લોકોના આક્ષેપનો આ જવાબ છે. ખરી સમાધિ થવા માટે મુખ્યતઃ બે બાબતોની જરૂર છે. એક નિરવધિત્વ અને બીજી ભજનશીલતા. હું પરમેશ્વરનો સેવક છું, દાસ છું એવી બુદ્ધિથી જે કર્મમાં વ્યવહારમાં પ્રવેશ કરે છે તેની સમાધિ એકદેશી નથી પણ તે સાર્વત્રિક છે. તે અંગનું પ્રતિઅંગ થાય છે, અને શરીરના બખતર જેવી થાય છે. મોહની મૂર્છામાં અને યોગીઓની સમાધિમાં બહુ તફાવત નથી, અને તે વિષે અનુભવ પણ તેવોજ છે. જે ક્રિયાવાન પુરુષ પરમેશ્વરમાં બુદ્ધિનો લય કરે છે તેની સમાધિ કલ્યાણપ્રદ અને શાંતિ તથા પ્રસન્નતા ઉત્પન્ન કરનારી નીવડે છે. તે માણસને વિષાદ કે ઉદ્વેગ થતા નથી. તે હમેશાં ઉલ્લાસવૃત્તિમાં રહે છે તથા આનંદથી કર્મો કરતો રહે છે; પરંતુ યોગાધિષ્ઠ કોપિષ્ઠ હોય છે. સમાધિ સમયે તેમને એકતાનતા તથા આનંદ થાય છે એમ કહે છે; પરંતુ સમાધિ ઉતર્યા પછી શરીરને રૂક્ષતા અને કૃશતા પ્રાપ્ત થાય છે. એક વખત સમાધિ છોડયા પછી બીજી વખત ચડાવવા માટે વચ્ચે બે ચાર દિવસ વિસામો લેવો પડે છે. સમાધિ ઉતરે એટલે ફરી રૂક્ષ અને જ્વરિત લાગે છે, અને યોગી કેટલાક દિવસ હલક રહે છે એમ કહે છે. પૌષ્ટિક પદાર્થોનો મિતાહાર કરીને કેટલાંક વર્ષો સુધી એ પ્રમાણે ચલાવે છે; પરંતુ શરીરના બળની સાથે શરીરમાં ઉપર પણ ઉલટ સુલટ ક્રિયાઓ થાય છે, અને પછી સમાધિ ચઢાવવાનો ઉદ્યોગ છોડી દેવો પડે છે. આવી સમાધિ કરનારી મંડળી ઘણે ભાગે રાગી હોય છે. તેમને અંતરંગમાં શાન્તિ અને બાહ્યતઃ પ્રસન્નતા હોતી નથી. આ સાધારણતઃ યોગમાર્ગની સમાધિ ધરાવનારાઓની વાત થઇ. તે યોગીઓમાં વૃત્તિ સુપ્રસન્ન રાખીને શાન્તપણે રહેનારા હરિના લાલ બિલકુલ હોતા જ નથી એમ કહેવાનો ઉદ્દેશ નથી; પણ સાધારણ સ્થિતિ આવી છે.

પરંતુ ભક્તિમાર્ગમાંના કર્માચરણની સમાધિની બાબત તેવી નથી. તે જેટલા અંશે સાધ્ય થાય તેટલા અંશે પણ—એટલે માત્ર એક જ કર્મ હોય તો પણ તે જો પરમેશ્વરને સર્વભાવથી અર્પણ

કરીને કરવામાં આવ્યું હોય તો એ કર્મ કરનારને જે સમાધિ પ્રાપ્ત થાય છે, જે ઉલ્લાસ થાય છે, તે નિરવધિ હોય છે; અને તેથી તેના અન્તઃકરણને અખંડ શાન્તિ મળે છે. આ પ્રમાણે પરમેશ્વરને અર્પણ કરવાના હેતુથી કર્મ કરતાં લોકોની પ્રશંસાથી હર્ષ અથવા નિંદાથી વિષાદ થતો નથી; અને પ્રત્યેક કર્મની આસપાસ ભક્તિનું બખતર બનતું જાય છે. આ બખતર બનવાથી જેટલો ફાયદો છે તેટલું તે બનવું મુશ્કેલ છે; પરંતુ તે એક વખત બને એટલે પછી તેનાથી પ્રસન્નતા, અનુરાગ, શાન્તિ અને એક પ્રકારનું ધૈર્ય ઉત્પન્ન થાય છે.

---

## વ્યાખ્યાન ૭ મું.

ભાગવતધર્મનું દૈવત શું, તેમાં ઉપાસક કોણ, તેની મુક્તિ કઇ, એ જૂદી જૂદી વખતે એકનાથી ભાગવતના આધારે પહેલાં કહેવામાં આવ્યું છે. હવે ભાગવતધર્મનું એક લક્ષણ રહ્યું છે. તેનું વિવેચન કરીને મેં જે વ્યાખ્યાનમાલિકાનો પ્રારંભ કર્યો હતો તેની પરિસમાપ્તિ કરવાની છે. પરંતુ એ વિશેષ લક્ષણ કયું છે તે વિષે વિચાર કરતાં વિશેષે કરીને બે બાબતોનું સૂચન થાય છે. ધર્મશોધન, ધર્મસંસ્થા, ધર્મના સંપ્રદાયો અને આચારશુદ્ધિ એ વગેરેનો ઉદ્દેશ—એ સર્વનું રહસ્ય માત્ર સુખપ્રાપ્તિ છે એવી લોકોની સાધારણ સમજ છે. સર્વ ધર્મની શોધ સુખ પ્રાપ્ત્યર્થ હોઇને કાલતઃ તથા દેશતઃ અખંડ સુખ મળે તે તરફ તેનું વલણ હોય છે. આપણા આ દેશના વૈદિકકાળથી પ્રેય એટલે ઐહિક સુખ તથા શ્રેય એટલે સ્વર્ગમાં મળનારૂં શ્રેષ્ઠ સુખ, એની અખંડ પ્રાપ્તિ થવા માટે ધર્મનું અનુસરણ કરવાનું છે એવા પ્રકારની સમજ છે. દાન ધર્મ કર્યું હોય તો દાન કરનારને અન્ય લોકમાં મોબદલો મળેછે, તેમજ ધર્મનું પર્યવસાન સુખપ્રાપ્તિ અને તે સુખનો મૃત્યુલોકમાં અથવા સ્વર્ગલોકમાં ખંડ ન થાય, એવી જે આપણા લોકોની કલ્પના છે તેવીજ અન્ય દેશોમાં પણ સર્વત્ર હોવાનું જણાય છે. આ સમજમાં સત્યનો બિલકુલ અંશ નથી એમ તો કહેવાય નહિ, પણ ભાગવતધર્મનું આ સંબંધમાં જે વિશેષ લક્ષણ છે—તે હું આગળ જણાવીશ—તે વૈદિક તથા પૌરાણિક ધર્મમાં નહોતું, અને ઉપનિષદ્ કાલમાંનું પણ નથી. મૂલતઃ

અને તત્વતઃ જોઇએ તો ધર્મનું સાધ્ય સુખ નથી અથવા દુઃખ પણ નથી. સુખ દુઃખ એ સાધનો ખરાં, પણ તે ઘોડાની લગામની બે દોરીઓ પ્રમાણે છે. જે પ્રમાણે સારથિ બે દોરીઓના તંત્રવડે ઘોડાને ચલાવે છે તે પ્રમાણે આ બે સાધનોવડે મનુષ્ય પરાવૃત્ત અથવા પ્રવૃત્ત થાય છે. ધર્મથી પ્રાપ્ય સુખ દુઃખ નહિ પણ બીજું કાંઇક જ છે. ધર્મમાર્ગમાં સુખની રીત છે, તેમજ દુઃખની રીત પણ છે. કોઇ કોઇ વખતે દુઃખના સાધનવડે મનુષ્યની સન્માર્ગમાં પ્રગતિ થાય છે એવું પણ દેખાય છે. ધર્મનો મુખ્ય ઉદ્દેશ સુખ છે એમ બોલવાનો સામાન્યતઃ પરિપાઠ છે; પરંતુ ભાગવતધર્મનો મથિતાર્થ અથવા ઉપદેશ–તેનું પ્રમેય સુખ પ્રાપ્ત થાય અથવા દુઃખ નાશ પામે એ નથી, એમ જેને સમજાયું નથી તેણે ભાગવત ધર્મનું રહસ્ય જાણ્યું નથી એમ કહેવાને જરા પણ અડચણ નથી. ઉપર જણાવેલી સાધારણ સમજુતને લીધે ધર્મબુદ્ધિને એકદેશી વલણ મળે છે અને તેથી વખતો વખત પતનના પ્રસંગો આવે છે, તથા મનમાં ખેદ, ઉદ્વિગ્નતા, નિરાશા, ઉપદ્વ્યાપ અને સંશય, વગેરે ઉત્પન્ન થાય છે. અનેક પ્રસંગે એવો અનુભવ થાય છે કે, ધર્મને અનુસરીને ચાલતાં સુખના કરતાં દુઃખ વિશેષ થાય છે, અને તેથી મનની સ્થાયિકતા નષ્ટ થાય છે. તે જ પ્રમાણે મનુષ્ય માત્રના વ્યવહાર જોયા હોય તો અન્ય પ્રમેય અથવા અન્ય સાધ્ય ઉપર દૃષ્ટિ હોય છે એમ પણ દેખાય છે. કેવળ સુખ તરફ દૃષ્ટિ રાખી ન હોય અને શુદ્ધ માર્ગે ચાલતા હોઇએ તેમ છતાં સંસાર રૂપ સમુદ્રમાં ડોલાં ખાવાં પડે છે, ત્યારે યોજકે આવી ત્રિલક્ષણ યોજના કેમ કરી હશે એવા કુતર્ક અને સંશયથી આપણું મન ડગમગતું નથી. સારા આચરણમાં ફક્ત આપણા સુખ તરફ જ દૃષ્ટિ હોતી નથી તેનાં અનેક દૃષ્ટાન્તો મળી આવે છે, અને તે ઉપરથી સુખ દુઃખ એ જ હેતુ હોતા નથી એ સ્પષ્ટ થાય છે. માતાનો પ્રેમ જુઓ. માતા શા માટે અનેક પ્રકારે કષ્ટો સહન કરેછે? પોતાના બાળકનું કલ્યાણ થાય માટે. જો તે પોતાના સુખ માટેજ કષ્ટો સહન કરતી હોત તો રાત દિવસ જાગરણ તથા મહેનત કરીને અને લોહીનું પાણી કરી લઇને બાળકના શરીર રક્ષણને માટે તેણે ઉપાસના કરી ન હોત. પરમે-

શ્વરનો પ્રેમ કેવો હોય છે તે ઉપમા વડે બતાવી શકાય તેમ નથી; તો પણ માતાનો પ્રેમ તે અપાર પ્રેમની કિંચિત છાયા છે. માતા પોતાના બાળક ઉપર પ્રીતિ કરતાં પોતાના સુખની આશાના મૂળમાં કુવાડો મારે છે, એમ પરમેશ્વરના તે ધર્મની છાયાની કિંમત બરાબર કરવી જોઇએ; તે બાજુએ મૂકી દઇને, બાળક પોતાને ઉપયોગી થઇ પડે માટે માતા કષ્ટો સહન કરેછે એવી સ્વાર્થબુદ્ધિ તેનામાં હોવાનું કહી આપણે તેના પવિત્ર પ્રેમને ડાઘ લગાડીએ છીએ. તેજ પ્રમાણે પવિત્ર આનંદ કયો? તો બાળકનું હાસ્ય જોઇને માતાને થતો આનંદ, એ આપણને સહેજે જણાય છે. માતાને પરિણામે બાળક તરફથી સુખપ્રાપ્તિ થાય પરંતુ તેનો તે જ હેતુ અથવા ઉદ્દેશ હોયછે એમ કહેવું એ ભૂલ માત્ર જ છે. આ દૃષ્ટાંત ઉપરથી ધર્માચરણનું સાધ્ય શું તે વિષેની કંઇક કલ્પના કરી શકાશે. ઠીક, પિતાનું વાત્સલ્ય જુઓ. પિતા પોતાનાં બાળકો માટે સતત કાળજીવાળો શા માટે હોયછે? તે ખેતીવાડી, વેપાર રોજગાર અથવા નોકરી ચાકરી વગેરે અશ્રાંત મહેનત કરે છે અને બાળકના ભરણ પોષણ માટે તથા તેને સુશિક્ષા દીક્ષા આપવા માટે હમેશાં કાળજી વાળો રહેછે તે બાળક તરફથી ભવિષ્યે-વૃદ્ધાવસ્થામાં પોતાને સુખ મળે તેટલા માટે નહિજ. પિતામાં આ બુદ્ધિ કયાંથી આવી? આ વત્સલતા એ પરમેશ્વરની છાયાછે. આ લોકમાં સુખપ્રાપ્તિ થાય અને પરલોકમાં વતનવાડી મળે એવી ઇચ્છાથી પિતા પોતાનાં બાળકો તરફ વાત્સલ્યભાવ ધરતો નથી, કે અશ્રાંત મહેનત કરતો નથી. તેમજ મિત્રોનો સ્નેહ જુઓ કે સ્ત્રી પુરૂષનો પ્રેમ જુઓ. બન્ધુ ભગિનીનું સખ્ય જુઓ. એકંદરે જોતાં સંસાર એ ધર્મની સંસ્થા અથવા રચના છે, અને પરમેશ્વરના વરિષ્ઠ ધર્મો તેમાં અવતરેલા છે. કનિષ્ઠ જાતિના ઢેડ ભંગીઆઓ પણ એક બીજા માટે મરી ફીટે છે. સારાંશ કે સંસારયાત્રા એ ધર્મ જ છે, અને તેમાં પરમેશ્વરની કૃપા એક સરખી વરસી રહી છે. રાષ્ટ્રહિતકર્તા પોતાના જીવનો ભોગ આપે છે—ફાંશીએ જવાને પણ તૈયાર થાયછે તે પણ સ્વતઃના સુખ માટે નહિ. અર્થાત્ સુખ પ્રાપ્ત્યર્થ સર્વ કાર્યો થાય છે એ કલ્પના જ શુદ્ધ નથી. ધર્મ અને સદાચરણનો સાધ્ય- પ્રાપ્ય હેતુ, સુખ અથવા દુઃખ એ બન્ને નથી. પરમેશ્વરની રાજ્યવ્યવસ્થામાં એ

બન્નેનું મિશ્રણ છે. સુખપ્રાપ્તિ અથવા દુઃખનાશ એ માત્ર ધર્મની દોરીઓ છે; એને આપણે થોડાઓમાં વિશેષ યોગ્યતા લાવવાની છે એટલું હમેશાં ધ્યાનમાં રાખવું જોઇએ.

---

## ભાગવતધર્મ.

### વ્યાખ્યાન ૮ મું.

પંદર દિવસ પહેલાં ભાગવતધર્મનું મુખ્ય ભૂષણ અથવા રહસ્ય, શું છે તે જણાવવાનો ઉપક્રમ મેં કર્યો હતો. તે ધર્મનું મુખ્ય ભાગ્ય વૈલક્ષણ્ય અથવા રહસ્ય એ છે કે, "જીવાત્માને આ લોકમાં નહિ તો પરલોકમાં અખંડ સુખપ્રાપ્તિ થાય" એવી મતલબની પ્રચલિત સાંપ્રદાયીક ધર્મોની માન્યતા છે તેવી આ ધર્મની નથી. ઇતર સર્વ ધર્મોની વૃત્તિ સુખ તરફ હોય છે, અને તે અર્થેજ સર્વ ઉદ્યોગો થાય છે આવિષયમાં ભાગવતધર્મ એમ કહે છે કે, કેવળ સુખપ્રાપ્તિ તરફજ લક્ષ આપ્યું હોય તો આ ધર્મનું રહસ્ય કોઇથી સમજી શકાય નહિ. માત્ર સુખ મેળવવા માટેજ વેપાર રોજગાર કે ઉદ્યોગ ધંધો કરવો જોઇએ તો તે કરો; પરંતુ પ્રાપ્તવ્ય સુખ કે દુખ કરતાં કંઇક જુદુંજ છે. તે સાધ્ય શું છે તે વિષે મારે આજ બોલવાનું હતું. પરંતુ પાછલા વ્યાખ્યાન સમયે માતાનો પ્રેમ, પિતાની વત્સલતા, મિત્રનો સ્નેહ, સ્ત્રી પુરૂષનો પ્રેમ વગેરે દૃષ્ટાન્તો લીધાં હતાં, તેમાં માતાનો પ્રેમ ભવિષ્યના સુખ માટે નહિ પણ અહેતુક હોયછે. તેમજ આવા પ્રકારના જે જે સંબંધો હોય છે તેમાં હમેશાં પોતાનુંજ હિત થાય એવો હેતુ હોતો નથી. માતા પોતે અનેક પ્રકારનાં કષ્ટો સહન કરે છે તે પોતાના સુખ હેતુ માટે નહિ; તેમજ પોતાનાં છોકરાંનું કલ્યાણ તથા તેનું સામર્થ્ય અને જ્ઞાન વધે તે માટે પિતા કાળજી ધરાવે છે અને તેમાં પોતાની ધન્યતા માને છે એવું કહેવામાં આવ્યું હતું. તેમજ ધર્મ સંસ્થાના હેતુ વિષે વિચાર કરતાં ઉપર જણાવેલા સંસાર સંબંધમાં અમૂર્ત પરમેશ્વરનાં મૂર્તિમંત [illegible] માનવામાં આવતાં જણાયછે; અને અત્યંત દુર્ભાગી, [illegible], [illegible]

કોળી, ભીલ ધાડપાડુ, વગેરે હલકા જાતમાં ગણાતા લોકોમાં પણ પોતાને કાંઇક પ્રિય હોય છેજ—પછી તે મનુષ્ય હોય અથવા વસ્તુ હોય. આ ઉપરથી સુખ તરફ જ દૃષ્ટિ રાખીને મનુષ્યો કષ્ટ સહન કરે છે અથવા કાર્યો કરે છે, એમ કહેવું અથવા એવી કલ્પના કરવી એ વસ્તુ સ્થિતિને અનુકૂળ આવતી નથી, એવું મેં પ્રતિપાદન કર્યું હતું. એ ઉપર શ્રોતૃ સમુદ્રમાંના એક વિચારી ગૃહસ્થે એવી શંકા લીધી કે, "પ્રાકૃત જનોમાં એવા ઘણા લોકો છે કે, જે પોતાને દુખ થાય તો બહેત્તર પણ બીજાને નુકશાન કરવાનું ચુકતા નથી. બીજાની બે આંખો ફોડવા માટે પોતાની એક આંખ ફોડે છે, બીજાને અપશુકન કરવા માટે પોતાનું નાક કાપી લે છે. આ દોરંગી દુનિયામાં સર્વ પ્રકારના લોકો મળી આવે છે, માટે તમે કહોછો તે પ્રમાણે બરાબર સિદ્ધ થતું નથી, અને તમે કહેલું પણ લક્ષણ બેસતું આવતું નથી. આ ગૃહસ્થને "આવી રીતે ધર્મનો ગોટાળો કરવાનું કાંઇ કારણ નથી" એવી મતલબનો મેં જવાબ આપ્યો હતો. કારણ કે તમે કહો છો તે પ્રમાણે ખરાબ વર્તન કરનારને માટે રાજ દંડ છે, અને તેમનો ન્યાય થઇને તેમને શિક્ષા થઇ નથી તેટલામાં તો આપણે તેને આપણામાંથી ઉઠાડી મુકીએ છીએ. અર્થાત્ રાજદંડ થતાં પહેલાંજ આપણે એવા દુર્જનને નિંદાદિ શાસનો કરીને દંડીએ છીએ. તેમજ ઉલટપક્ષે સારા માર્ગે ચાલનારા સાથે આપણે પ્રેમથી વર્તીએ છીએ. આ ઉપરથી નિયમબધ્ધ શું અને અપવાદ સૂચક શું તે સમજવું મુસ્કેલ નથી, અને તમે જણાવેલા પ્રકાર અપવાદ રૂપ છે એ ખુલ્લું છે. પિતા પુત્રનો સંબંધ અત્યંત દ્વેષમય, બધુ બંધુમાં અત્યંત વેરભાવ, માતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું એજ છોકરાઓનું વૃત્ત, એવા અતિશય દૈત્ય—પાપના પ્રકાર કવચિત્ મળી આવે છે એ વાત ખરી; પરંતુ સામાન્ય સ્થિતિ જોવાથી નિયમ કયો અને અપવાદ કયો એની ખાત્રી થશે. આ ઉપર બીજાં પણ પ્રમાણો આપી શકાય તેવાં છે. આપણે સુખમાં રહીએ, આપણને ત્રાસ,—દુખ ન થાય એવા હેતુથી મનુષ્યો હમેશાં વ્યવહાર ચલાવે છે અને દુઃખથી બીતા રહે છે, એવું તેના વર્તન ઉપરથી દેખાતું નથી; ત્યારે સંસારમાંના સર્વ પ્રકારના સંબંધ યથાસ્થિત રહે, એજ મુખ્ય ધોરણ હોય છે.

"કૌરવો મારા ભાઇઓ છે અને તેના સૈન્યમાં મારા ગુરૂ વગેરે છે માટે તેમની સાથે લડાઇ કરીને તેમને કેવી રીતે મારવા ?" આવું જ્યારે **અર્જુને શ્રીકૃષ્ણને** પૂછયું, ત્યારે " આ વ્યામોહ અન્યથા છે " એવી મતલબનો **શ્રીકૃષ્ણે** તેને ઉપદેશ કર્યો હતો. આ ઉપદેશ **અર્જુને** માન્ય ન કર્યો ત્યારે **શ્રીકૃષ્ણે** ફરી વખત જે બોધ કર્યો હતો તે આ વિષે વિચાર કરનારાઓએ અવસ્ય ધ્યાનમાં લેવો જોઇએ કારણ તેમાં સુખ દુઃખની ખરી યોગ્યતા શું છે, હર્ષ શોક એ માત્ર–રસ્તો જાણવા સારૂ જે પ્રમાણે રસ્તામાં પાટીઆં લગાવેલાં હોય છે તે પ્રમાણે—માર્ગદર્શક છે અને તેનો ઉપયોગ ફક્ત સૂચના થવા પુરતોજ છે. તે સ્વતઃ પ્રામ·ણ્ય નથી. તેમજ હર્ષ, શોક અથવા સુખ દુઃખની સ્થિતિનો જીવાત્મા સાથે શો સંબંધ છે. તે મનમાં ઠસે તેવી રીતે બતાવવામાં આવ્યું છે. એ વિષે કોઇ કહેશે કે, તે શબ્દપ્રમાણ થયું; પણ આવા વિચારોની પુષ્ટી માટે અનુભવનું પ્રમાણ આપવું જોઇએ તે કયાં છે ! આ સવાલ યથાર્થ છે, માટે હવે આપણે અનુભવિક પ્રમાણ જોઇએ. પ્રથમતઃ જેને ઇંગ્રે-જી ભાષામાં civilized કહે છે, અને તે જ અર્થમાં જેને જ્ઞાનેશ્વરીમાં " ઉત્તમ ગુણ નાગરિક " એ પ્રમાણે કહેલું છે. જેમનામાં સા-રા ગુણો અતિશય છે એવા શહેરમાં રહેનારા લોકો તથા ગામડીઆ લોકો એમનામાં અંતર શો છે તે વિષે આપણે વિચાર કરીએ તો, ના·ગરિકતા અથવા સામર્થ્યના અત્યંત વિકાસને લીધેજ લોકસમુચ્ચયના આ વિભાગો થયા છે એમ જણાઇ આવે છે. શહેરમાંના લોકોને જે જે કરવું પડે છે અથવા જે વિષે વિચાર કર્તવ્ય હોય છે તેનો સમુચ્ચય ગામડાના લોકો કરતાં વધારે હોય, એજ મુખ્ય ફરક છે. ગામડાના લોકો સ્વસ્થ બેસી રહે છે. અથવા તેમને સુખની ઇચ્છા નથી હોતી એમ તો નથીજ નાગરિકોનો હમેશનો વહીવટ જોતાં તેમનામાં અનુભવનો સમુચ્ચય અધિક હોવાનું જણાય છે. નાગરિકોને કાળજી અથવા શ્રમઃ ઓછાં હોય છે એમ નથી, પણ એમનામાં સામર્થ્ય અધિક હોય છે. નાગરિકોમાં પણ ચાર છ મહિનાની વાત તો જવા જ દઇએ પણ આ·વતી કાલે ચરિતાર્થ શી રીતે થશે તે વિષે જરા પણ ચિંતા ન કરનારા એવા હરિનાલાલ હોય છે; પરંતુ કોળીનાળી, ભીલ. વાઘરી, વગેરે હ·

લકી સ્થિતિના લોકો કરતાં નાગરિકોમાં જે કાંઈક વિશેષ હોય છે, તે સારાપણું છે, તેજ પ્રમાણે યૂરોપિયન લોક અને આપણા લોકો સંબંધે જોઇએ. જ્ઞાન વિષે ઔત્સુક્ય, નિયમિત રીતે કામ કરવું, તેમજ વિવં-ચના અને આત્મસંયમ, એ વગેરેનો યુરોપિયન લોકોમાં જેટલો વિકાસ થયેલો છે તેટલો આપણામાં નથી. એકંદરે નાગરિકપણું અથવા સુધા-રણા અને સારાપણાનો ભેદ એ જ નિયમ છે. ભિલ્લ અથવા કોળી વગેરે જાતના લોકોમાં શરીર સામર્થ્ય હોય છે, પરંતુ તેમનામાં જવાની આપણી ઇચ્છા હોતી નથી. નાગરિક અને ગામડીઆ લોકોમાં આ ભેદ શી રીતે આવ્યો તે જોતાં જણાય છે કે, નાગરિકને સાપેક્ષ સુખ વધારે હોય છે એમ નહિ પણ તેમનામાં ક્ષમતા અથવા એક જાતનું સામર્થ્ય અધિક હોય છે, એને લીધેજ આ ભેદ થાય છે. નાગરિકોમાં શરીરની તેમજ મનની પરિશ્રમ કરવાની ઉચ્ચ પ્રતિની યોગ્યતા અધિક હોય છે, તેમનામાં જ્ઞાનનો પરિઘ મોટો હોય છે. તેમની ઉપર ક્ષણોક્ષણ સારા સંસ્કારો ઘણા થતા હોવાથી સારી વૃત્તિનો વિકાસ વિશેષ થાય છે. તે શરીરે દુર્બળ હોય તો પણ તેમનામાં ક્ષમતા તથા વિકાસ અધિક હો-વાથી તેનાથી ઘણું કાર્ય થઈ શકે છે. નિદાન છ માસ કે વર્ષની સામગ્રી ઘરમાં હોય, અને પુત્ર પૌત્રની વ્યવસ્થા પોતાની હયાતીમાં તેમજ પ-છીથી સારી રહે તેવી ઇચ્છા નાગરિકોમાં અધિક હોય છે અને તેઓ પ્રયત્ન પણ તેને અનુસરીને જ કરે છે. તેમજ તેઓ વખતે દુઃખ અથવા ત્રાસ ભોગવે છે. તેમને નિર્ભયતા અધિક હોય છે; તેમજ કાળજી પણ અધિક હોય છે. માત્ર એટલુંજ કે પરસ્પર વિરોધ અને પેટ બળનારી દાહક કાળજી હોતી નથી. તેમને જ્ઞાન તથા માનસિકશક્તિ વધારવાની હમેશાં ચિંતા હોય છે. આ ઉપરથી સુખ દુઃખ એ માત્ર સાધન અ-થવા માર્ગદર્શક ચિન્હરૂપ છે એ સિદ્ધ થાય છે. માનસિકશક્તિનો વિકાસ આયાસથી પણ થવો તો જોઈએ જ. વધારે ખાત્રી માટે બીજાં કેટલાંક દૃષ્ટાન્તો લઇએ. એક શ્રીમંત ગૃહસ્થનો છોકરો વિદ્યા પ્રાપ્ત કરવા સારૂ જીવતોડ મહેનત કરે છે તે શું પેટ ભરવા અથવા શરીરસુખ થવા માટે ? નહીં, પણ કેવળ જ્ઞાનૌત્સુકતાને લઈ ઘેજ. જે પ્રમાણે માતાનો પ્રેમ તેનાં છોકરાં માટે તેને કષ્ટ સહન કરાવે છે તેજ પ્રમાણે જીજ્ઞાસા

અથવા જ્ઞાનોત્સુકતા શ્રીમંતના છોકરા પાસે જીવતોડ પરિશ્રમ કરાવે છે. અત્યંત હાનિકારક ઉદ્યોગો નાગરિક અથવા સુધરેલા લોકો શા માટે કરે છે ? વર્ષો વર્ષ આગબોટો ભરીને ઉત્તર ધ્રુવની શોધ ખોળ કરવા માટે જવામાં યૂરોપીઅન લોકો ભૂષણ માને છે તે શા માટે ? તે તરફ જનારાઓમાંના હજારો માણસો બરફથી મરી જાય છે તો પણ તે અગમ્ય પ્રદેશની શોધ માટે અવ્યાહત પ્રયત્ન ચાલુ છે. આવી જીજ્ઞાસા અને આવો વિકાસ આપણા લોકોમાં નથી. આ ઉદ્યોગમાં અતિશય કષ્ટ સહીને સેંકડો લોકો આત્મભોગ આપે છે તે કેવળ જીજ્ઞાસાને લીધેજ. નામના થવા માટે તે પ્રમાણે કરેછે એમ કોઇ કહે તો અપવાદ એ આવે છે કે, આજ સુધીમાં જે જે લોકો તે તરફ ગયા અને મરણ પામ્યા તે સર્વની નામના થઇજ છે એમ કાંઇ નથી.

આ ઉપરથી તેઓ દુ:ખ માટે આત્મભોગ આપે છે, અને તેમને દુ:ખની પર્વા નથી તથા સુખનો વિચાર નથી, એ દેખીતું છે. ઉપરનાં દૃષ્ટાન્તો ઉપરથી ખાત્રી થાયછે કે, સૂખ પ્રાપ્તિ માટે અથવા દુ:ખ નાશ માટે સર્વ કાંઇ થાય છે એમ કહેવું એ બરોબર બેસતું નથી. આવા ઉદ્યોગો માત્ર સૂખ પ્રાપ્ત્યર્થ થાય છે એવો આરોપ મૂકવો એ માતૃપ્રેમ ઉપરના આરોપ જેવો જ છે. આના અપવાદરૂપે જો કાંઇક હશે તોપણ ભાગ્યવાન ક્ષમ જે માણસો છે તેમનામાં વિકાસ તથા ક્ષમતા અધિક હશે. તેમજ નીચ વૃત્તિનો ઉચ્ચવૃત્તિને વ્યત્યય ન થાય, તથા ઉન્નત ભાવનો વિકાસ થાય એજ મનુષ્યનો સાધારણ હેતુ હોય છે એ સત્ય છે. જે પ્રમાણે માળી ફુલનું સૌન્દર્ય, તેની સુગંધ તથા માધુર્ય બગડે નહીં, તથા કળી કરમાય નહીં માટે ઝાડના મૂળમાં હમેશાં જોતું પાણી સિંચે છે; તેજ પ્રમાણે તમે અમે દરેક જણ ફુલો કળીઓ અને આપણી સદ્‌વૃત્તિઓ વિકસિત થાય એવા હેતુથી સુધરેલા અથવા નાગરિક–ઘણા ખરા–લોકોના વ્યવહાર ચાલે છે. આ પ્રમાણે ન હોત અને કેવળ સુખ દુ:ખ ઉપરજ દૃષ્ટિ રાખીને આપણે પ્રયત્ન કરતા હોત તો આપણે ઘણાજ શિથિલ થઇ ગયા હોત. અનેક પ્રસંગે દુ:ખના માર્ગેથીજ મનુષ્યનો ઉદય થાય છે, અને ભાગ્ય ઉઘડે છે, એમ પણ બને છે. જે સિપાઇઓ લડાઇમાં જવાને તૈયાર થાય છે. તેમનામાં એક પ્રકારનો વિકાસ

છે માટે જ તે ધારાતીર્થમાં પડવાને પ્રવૃત્ત થાય છે, અને તેને જોઇને મન સુપ્રસન્ન થાય છે. રણાંગણમાં જઇ તે જીવતો પાછો આવે તો તેને બહાદૂરી મળે છે. તેની આજીવિકાને માટે તેને પગાર બાંધી આપેલો હોય છે એ વાત જુદી છે; પરંતુ એટલા ઉપરથી તે માત્ર નામના માટે અથવા પગારના લોભથી પોતાના જીવ ઉપર ઉદાર થાય છે એમ કહેવું એ બરોબર નથી. પેટ ભરવાની ચિંતા એ મોટા વીંછીના કરડની બળતરા જેવીછે. તેને લીધે મનુષ્ય તદન બેહોષ થઇ જાયછે, અને તેના વિકાસનું સામર્થ્ય નાશ પામે છે. એટલા માટેજ-સિપાઇને તે ચિંતાથી મુક્ત કરવા સારૂ—પગારની યોજના કરેલી હોયછે. આ સર્વે અનુભવની બાબતો ઉપરથી ઉન્નત ગુણોનો પ્રયત્ન અને ઉત્કર્ષ થાય અને તે ઉપર જડનું દબાણ ન પડે એજ વ્યવહારનું ખરૂં સ્વરૂપ છે, એમ સિદ્ધ થાય છે.

આ પ્રમાણે ન હોત તો સંસાર સંબંધનાં જે અનેક બંધનો દૃઢ છે તે થયાં ન હોત. કાળજી ન હોય અથવા વિચારનો ત્રાસ ન હોય એ નાગરિકતાનું લક્ષણ નથી. કાળજી અથવા ચિંતા માત્ર પોતાના પેટ પુરતી ન હોવી જોઇએ; પણ પોતાના ઉન્નત અંશના વિકાસની હોવી જોઇએ. અને આપણા પોતાના કરતાં બીજાની વિશેષ હોવી જોઇએ. તેમાં પણ અનુક્રમ છે. સારાંશ કે વિકાસ અધિક થવો અને ક્ષમતા અધિક આવવી એજ નાગરિકતાનો મુખ્ય હેતુ—મુખ્ય લક્ષણ છે. વ્યવહારમાં પણ ધર્મનો પ્રકાર તથા હેતુ આવો જ છે, એ વિષય અન્ય પ્રસંગે હું આપની આગળ વિચાર માટે મૂકીશ.

## ભાગવતધર્મ—વ્યાખ્યાન નવમું.

પાછલાં બે વ્યાખ્યાનોમાં સુખદુઃખ સાધ્ય અથવા ત્યાજ્ય વિષય નથી એવું વ્યવહારિક દૃષ્ટિથી નિરૂપણ કર્યું હતું. કર્મમાર્ગાનુયાયી સર્વ ધર્મ તથા સંપ્રદાયો સુખસાધ્ય અને દુઃખત્યાજ્ય એજ ધોરણે ચાલનાર હોય છે; પરંતુ દરેકે પોતાનો માર્ગ ખરો અને બીજા સર્વ માર્ગો ખોટા એવું મિથ્યા અભિમાન ધરવું એ બહુજ ખરાબ છે. ખરી રીતે જોતાં મનુષ્યજન્મનું સાધ્ય. સુખ પ્રાપ્તિ અને દુઃખત્યાજ્ય નથી. એ ખસુસ ધ્યાનમાં રાખવું જોઇએ. તેમજ પોતાની એકલાની બુદ્ધિને એક માર્ગ પ્રશસ્ત લાગે તેથી જ તે માર્ગ પ્રશસ્ત થયો; અથવા આપણને કાંઇ યુક્ત અથવા અયુક્ત લાગે માટે તે યોગ્ય અથવા અયોગ્ય છે, એવું અભિમાન પણ ધરવું જોઇએ નહિ. શબ્દપ્રમાણ લક્ષમાં રાખીને અથવા મનુષ્ય જાતમાં આવીને જે સાધુસંત, જ્ઞાની, મોટાં માણસો થઇ ગયાં છે, તેમના વિચાર શા છે તે જોઇને પોતાના મતના ખરપણા વિષે અધિક વિચાર કરવો જોઇએ; અને કોઇ પણ બાબતમાં આગ્રહ ધરવા પહેલાં પોતાના કરતાં જેઓ અનંતગણા શ્રેષ્ઠ છે તેમનું તે બાબતમાં શું કહેવું છે તે જોઇને આપણે આપણી બુદ્ધિની સ્થિરતા કરી લેવી જોઇએ. વ્યવહારમાં પણ માત્ર સુખ એજ સાધ્ય વસ્તુ છે, એવી સમજુત નથી. તેમજ પોતાનામાં જે ગુણસામર્થ્ય છે તેનો પૂર્ણ વિકાસ થવો જોઇએ, તથા બીજરૂપ સામર્થ્યની સમતા વધે એજ હેતુથી વર્તન થાય છે. એ પાછળનાં વ્યાખ્યાનોમાં બતાવવામાં આવ્યું છે. આપણામાં જે ઉપયુક્તતાનાં લક્ષણો હોય છે તેના સમુચ્ચયનો વિકાસ થાય. અને ક્ષમતા વૃદ્ધિંગત થાય, એજ મુખ્ય સાધ્ય છે. સુખ દુઃખ એ તો કેવળ સાધનો છે. સુખના ઉપાયવડે તે સાધ્ય થતા હોય તો ઠીકજ છે; પરંતુ દુઃખના ઉપાયોવડે જ સાધ્ય થતા હોય તો દુઃખો સહન કરવાં જોઇએજ, અને તે આપણે કરીએ પણ છીએ. પ્રેમનો સંબંધ અને તજ્જન્ય વ્યવહાર અથવા દેવદેવીનો વ્યવહાર જોવાથી જણાય છે કે, તેમનું શુદ્ધ સ્વરૂપ અથવા તેમનો પાયો આ જ છે; આ સર્વત્ર લાગુ નિયમ—અન્ય કેવળ અપવાદ અથવા પ્રમાદ છે. અવયવ ની સં રૂ૫તા સંબંધે પણ આજ નિયમ લાગુ છે. મા પોતાના બાળક માટે નિષ્ઠુર, માતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરે એવો છો-

કરો. પતિને જોઇને તોબરો ચડાવનારી સ્ત્રી. અથવા પત્ની સાથે કઠોરપણે વર્તનારો પતિ : આવી સ્થિતિ–વ્યક્તિ ક્યારેક ક્યારેક દૃષ્ટિએ પડે છે; પરંતુ તે અપવાદ–અપવાદ જ કહેવાય. પોતાનું જીવીત બીજાને ઉપયોગી થાય એજ મનની લાગણી અને વ્યવહારિક યોજના દેખાય છે. તેવીજ યોજના અધ્યાત્મમાં પણ છે. વ્યવહારમાં અધ્યાત્મજ્ઞાન આવતું નથી અને સારો અભ્યાસ થતો નથી, એમ કહેવાય છે. જો આપ્રમાણે હોય તો તે વ્યવહારજ બરાબર કહેવાય નહિ. શ્રીકૃષ્ણે અર્જુનને ભગવદ્ગિતામાં જે ઉપદેશ કરેલો છે તેમાં કર્મફલત્યાગની મહત્તા સર્વ કરતાં શ્રેષ્ઠ બતાવેલી છે. કર્મફલત્યાગનો અર્થ વામને સુખસ્પૃહાત્યાગ એટલે સુખની ઇચ્છાનો ત્યાગ એવો કરેલો છે.

ગીતામાં કર્મયોગ અને કર્મત્યાગ એટલે સન્યાસ એ બેનું પ્રતિપાદન કરેલુંછે. આપ્તવર્ગ, ઇષ્ટમિત્ર, ગુરૂ અને ગુરૂપુત્ર એ વગેરેનો પોતાના હાથે જે યુદ્ધમાં પ્રાણત્યાગ થાય તેવા યુદ્ધમાં પોતાને શ્રીકૃષ્ણ ઉદ્યુક્ત કરવા ધારે છે, એવું જાણીને જેને આપણે સ્મશાન વૈરાગ્ય કહીએ છીએ તેવા પ્રકારનો ઉદ્વેગ અર્જુનના અન્તઃકરણમાં ઉત્પન્ન થયો હતો. તેની ચિત્તવૃત્તિ દાઝી હતી, પણ જ્યાં સુધી બુદ્ધિને તેમ થયું નહોતું ત્યાં સુધી તે ખરો કર્મસંન્યાસ કહેવાય નહિ. કર્મયોગ અને કર્મસંન્યાસ એ બે સાંકળ જોડી દેવા માટેજ–ઐક્ય કરવા માટેજ–ગીતાશાસ્ત્રની ઉત્પત્તિ થઇ છે શ્રીકૃષ્ણે જ્ઞાન કરતાં અભ્યાસ અધિક, અભ્યાસ કરતાં ધ્યાન અધિક. અને તે સર્વ કરતાં કર્મફલત્યાગ ઉત્તમ યોગ્યતાનો છે એવું કહેલું છે. આ ઉપદેશમાં કહેલું " કર્મ " તે જે માત્ર કર્મઠપણે કરવામાં આવે છે તે નહિ એ ધ્યાનમાં રાખવા જેવું છે. પરમેશ્વરના અનંત ગુણોમાંના એકેકને લઇને તેનેજ પ્રાધાન્ય આપવા તરફ સાંપ્રદાયીક ધર્મોનું વલણ હોય છે. પોતાને જે અપૂર્ણ જ્ઞાન થયું હોય તેમાંજ મગ્ન થઇને આંધળો પહેલાને વખોડે અથવા દૂષણ દે તેના જેવી ગતી તેમનામાં પરસ્પર માટે થાય છે. જ્ઞાન ગમે તેટલું પણ પ્રાપ્ત થાય, પરંતુ તે અભ્યાસ વિના સ્થિર થતું નથી, એટલા માટેજ અભ્યાસની શ્રેષ્ઠતા મનાય છે. અભ્યાસનો ક્ષય કોઇ પણ જગોએ અને ક્યારેક પણ થવોજ જોઇએ, અને તે ધ્યાનમાં આવવો જોઇએ. તેમજ ધ્યાન સર્વત્ર–સર્વકાળ રહેતું નથી; તે બુદ્ધિમાં સ્થિર રહેવું જોઇએ, અને તે કર્મફલત્યાગ સિવાય થતું નથી

માટેજ કર્મફલત્યાગની યોગ્યતા વિશેષ ગણી છે. ગીતામાંના ઉપદેશનો ઉપસંહાર અઢારમા અધ્યાયમાં કરેલો છે. તેમાં એ સિદ્ધાન્ત છે કે, કર્મયોગ અને કર્મસંન્યાસની એકતા થવી જોઇએ—તે બન્ને સાધ્ય થવાં જોઇએ. કર્મો કરવાં અને તે કરતાં સુખસ્પૃહતાનો ત્યાગ કરવો એ શી રીતે બને? તો શ્રીકૃષ્ણે અર્જુનને ઉપદેશ કર્યા પ્રમાણે, સર્વ કર્મો પરમેશ્વર પ્રત્યે અર્પણ કરવાથી—દરેક કર્મ દેવને અર્પણ થવાથી કર્મયોગની અને કર્મત્યાગની અથવા કર્મફલત્યાગની એકતા થાય છે. ગીતાશાસ્ત્ર અને ભાગવત ધર્મનો અમૂલ્ય પ્રસાદ આજ છે. બીજા સાંપ્રદાયી ધર્મોમાં અને ધર્મપુસ્તકોમાં સારી આજ્ઞાઓ, ઉપદેશો અથવા વાક્યો હશે તોપણ તેની યોગ્યતા આ ઉપદેશના પ્રમાણમાં ઘણીજ ઓછી છે. "સુખની ઇચ્છા છોડીને સર્વ કર્મનું પર્યવસાન પરમેશ્વર પ્રત્યે કર" એ શ્રીકૃષ્ણવાણીની મહત્તા અપ્રતિમ છે. આ પ્રમાણભૂત લઇએ તો શાબ્દ પ્રમાણમાં, એટલે આપ્ત વાક્યમાં આના કરતાં શ્રેયસ્કર બીજું મળી શકે તેમ નથી. અન્ય ધર્મ માર્ગો વિષે કોઈ પણ વ્યક્તિએ અશ્રદ્ધાળુ રહેવું અથવા તો તેની નિર્ભર્ત્સના કરવી એ યોગ્ય નથી; ઉલટું પોતાને જ ખરો ધર્મ સમજાયો છે એવું અભિમાન કોઇનામાં પણ આવવું ન જોઇએ, એવો જ શ્રીકૃષ્ણનો ઉપદેશ છે; અને તે એ મહા ત્માય પ્રમાણ વાક્ય છે. જ્યાં સુધી સુખનીજ ઇચ્છાથી કર્મો કરવા તરફ પ્રવૃત્તિ છે ત્યાં સુધી આપણે એ માર્ગમાંજ નથી, અને આપણામાં ધર્મબીજ હોવા છતાં અધર્મનું વિતાન થયું છે, એમ આધ્યાત્મિક દિશા વિષે વિચાર કરતાં સમજવું જોઇએ. સુખની પ્રાપ્તિ માટે પુણ્ય કર્મો કરવાં—પછી તે સુખ આ લોકનું હોય કે સ્વર્ગલોકનું હોય એમ કહીએ તો, જેઓ ભગવદ્ ગીતાને પ્રમાણ માને છે તેઓ કહેશે કે આ સર્વ અન્યથા પ્રતિપાદન છે. અગ્નિહોમ વગેરે કરવાથી સ્વર્ગ સુખ મળે એવી જો ઇચ્છા હોય તો, ભગવદ્ગીતા પ્રમાણ માનનારા કહેશે કે તે અમને પસંદ નથી. સુખને કસોટી ઉપર ચઢાવીએ એટલે પ્રત્યક્ષ સુખને મોટું માનવું કે શાબ્દ પ્રમાણથી કહેલા સુખને માનવું, એવો વિચાર મનમાં સહેજે આવે છે, અને તે વિચાર આવ્યો એટલે પાપવાસનાને અંદર રાખમાં થવાનો

માર્ગે મળે છે, અને અધિકારમદ, દ્રવ્યમદ અથવા સામર્થ્યમદ વડે વિષયભોગની મહત્તા જણાય છે. ઐહિકસુખ મોટું કે સ્વર્ગસુખ મોટું, એવો વિચાર મનમાં આવે એટલે હાથમાં કાંટો ધરીને વજન કરવા બેસવા જેવું થાય છે; અને સ્વર્ગસુખના ત્રાજવામાં રૂનું હલકું વજન પડીને ઐહિક સુખના ત્રાજવામાંનું લોઢાનું ભારે વજન આપણને પોતાની તરફ નમાવી દેછે. સુખપ્રાપ્ત્યર્થ સર્વ કાંઇ કરવું એવી મનુષ્યની ઇચ્છા થવાથી આ પ્રમાણે બને છે. જે જ્ઞાનવડે શુદ્ધ વર્તન ન થાય તે જ્ઞાન અશુદ્ધ કહેવાને હરકત નથી. સુખપ્રાપ્તિનીજ ઇચ્છાથી ચાલનાર મનુષ્યના હાથે સદાચરણ થાય, અથવા ઓસડ મિષ્ટ કરીને આપવા છતાં તે પથ્યકારી થાય, તે વાત જુદી છે, પરંતુ જ્યાં સુધી સુખજ પ્રાપ્તવ્ય એવી સમજ છે ત્યાં સુધી સુખની સાપેક્ષતાનો વિચાર થઇને અન્તઃકરણની શુદ્ધતા જેવી થવી જોઇએ તેવી થતી નથી. કર્મમાર્ગે વડે ચંદ્રલોક સૂર્યલોક (કહ્યા પ્રમાણે) મળતા હોય તોપણ તે કાંઈ ખરૂં પ્રાપ્તવ્ય નથી. ભગવદ્‌ગીતામાં કહેલાં જ્ઞાન, અભ્યાસ અને ધ્યાન એ પગથીઆં એક પછી એક ચઢી જવાય તો છેવટનું પગથીઉં, કર્મ કરતાં કર્મફલની—એટલે સુખની—ઇચ્છાનો ત્યાગ કરવો, એ આવે છે. માટે કર્મફલત્યાગ વિષે જે બોધ કરેલો છે તેમાંજ ભાગવત ધર્મનું મુખ્ય રહસ્ય છે; અને સર્વ લોકને દિશા બતાવવાનો અથવા ઉપદેશ કરવાનો જે મહાન અધિકાર ભાગવત ધર્મને છે તે જે રહસ્ય વડે પ્રાપ્ત થાય છે તે રહસ્ય એજ છે કે, " **કર્મકર પણ मदर्पणं એટલે પરમેશ્વરાર્પણ કર.** " આપણામાંના કર્મઠપણે ચાલનારાઓ પણ "न मम" એમ શ્રૌત સ્માર્ત કર્મ કરતાં કહે છે; પરંતુ એમ કરવાથી ગીતા શાસ્ત્રે બતાવેલી દિશાનો માત્ર મોઢે ઉચ્ચારજ થાય છે. " સુખ કે દુઃખ જે આવશે તે મને માન્ય છે, તને (પરમેશ્વરને) અર્પણ થાય, એવાં કર્મો મારા હાથે થાય " એવી તેમના અન્તઃકરણની વૃત્તિ હોતી નથી. જ્ઞાનમાર્ગી લોકો પોતાને જન્મ મરણ ન જોઇએ માટે તેમાંથી મુક્ત થવાના પ્રયત્નો કરે છે; પરંતુ તુકારામ જેવા ભાગવત ધર્મના અનુયાયી સાધુ દેવ પાસે પ્રાર્થના કરે છે કેઃ—

**हेंचि दान दे गा देवा । तुझा विसर न व्हावा ॥ १ ॥**

गुण गाईन आवडी । हेचि माझी सर्व जोडी ॥ २ ॥
नलगे मुक्ति धन संपदा । संत संग देई सदा ॥ ३ ॥
तुका ह्मणे गर्भवासीं । सुखें घालावें आम्हांसी ॥ ४ ॥

આ માગે છે કે, હે પરમેશ્વર ! અમને મૃત્યુ લોકમાં જન્મ દે; પરંતુ તારી સેવા અને સત્સંગ થાય એમ કર. આ એક જન્મમાં સર્વ કર્મો દેવને અર્પણ થવાં જોઇએ તેવાં થતાં નથી, માટે તે પ્રમાણે કરવાની ક્ષમતા આવવા મૃત્યુ લોકમાં ફરી ફરીને જન્મ લેવો પડે તો હરકત નહિ, એમ તે કહે છે. સુખસ્પૃહા અને દુઃખત્યાગની ઇચ્છા ન જોઇએ. ગીતાશાસ્ત્રના પાયા ઉપર આ સિદ્ધાન્ત રચેલો છે, અને તેનું મનન ધ્યાનપુરઃસર કરવા યોગ્ય છે. એકંદરે વિકાસ, પ્રભાવ અને ક્ષમતા એ સાધ્ય છે, એજ સત્ય છે. તે કયા માર્ગે સાધ્ય થાય તે વિષે મતભેદ હોઇ શકે; પરંતુ સાધ્ય અથવા પ્રાપ્તવ્ય શું છે તે વિષે શંકા હોવી ન જોઇએ. ગમે તે સંપ્રદાય હોય તોપણ તેમાંથી જ્યાં સુધી આગ્રહ, દ્વેષ અને આસક્તિ વગેરે દૂર થયાં નથી ત્યાં સુધી તે-નાથી મનની ખરી ઉન્નતિ અને ધર્મ સંબંધે પ્રગતિ થઇ નથી, એમજ સમજવું જોઇએ. ઉત્તમ ગુણોનો વિકાસ, શુદ્ધપણું, મંગલપણું, વગેરે વૃદ્ધિ પામીને પરિમલ છૂટે, છાયા થાય, એવું ધર્મરહસ્ય હોવું જોઇએ; સાંપ્રદાયી ધર્મથી આ ભાગ સિદ્ધ થતો નથી. સુખપ્રાપ્ત્યર્થ ધર્માચરણ કરવું, એવી જે ધર્મમાં અથવા ધર્મ પંથમાં સમજુત હશે તે ધર્મ અ-શુદ્ધજ; અને તેનો ક્યારેક પણ નાશ થવાનોજ. સુખપ્રાપ્તિ માટે સર્વ કર્મપ્રવૃત્તિ હોવી એજ મોટી અડચણ છે. દરેક કર્મ દેવને માટે છે; ‘ न मम, ” મારૂં અથવા મારા માટે નથી, એ ગીતાશાસ્ત્રનો અને ભાગવત ધર્મનો ઉપદેશ નિરંતર લક્ષમાં રાખ્યો હોય તો પરમાત્મા સાથે થનારૂં ઐક્ય ખરૂં; વેદાન્તીઓનું ઐક્ય કેવળ તત્વૈક્ય. સારાંશ કે, ધર્મપંથનું અનુસરણ કરવાથી પરમેશ્વરના ગુણોનું કેટલુંક જ્ઞાન થયું તો-પણ ખરૂં પ્રાપ્તવ્ય પ્રાપ્ત થયું નથી, એમ કહેવું જોઇએ. વ્યવહાર પ્ર-માણે સાધનો અનુકૂળ હોય તે પ્રમાણે મધુરતા, ક્ષમતા, વગેરે સદ્દગુ-ણોનો વિકાસ તેમજ ફેલાવો થાય, એજ ખરૂં પ્રાપ્તવ્ય છે. આ સિદ્ધા-

ત્તનું દિગ્દર્શન મેં આ પ્રસંગે આધ્યાત્મિક બાબતોને અનુલક્ષીને કર્યું છે. તેનું આપણ સર્વેએ અવશ્ય મનન કરવું એવી વિનંતિ કરીને હું રજા લઉં છું.

## સનાતન આર્ય ધર્મનાં લક્ષણ.

[ ભાગવત ધર્મ ઉપર ન્યાયમૂર્તિ રાનડેએ ભાષણ આપવા માંડયાં ત્યારે બે તરુણ ગૃહસ્થોએ તેમની પાસે જઇ પુછ્યું હતું કે પ્રાર્થના સમાજમાં હિંદુઓના આર્ય ધર્મને આધારે તથા એકનાથ સ્વામીની ઓવીઓ ઉપર ઉપદેશ કેમ કરવામાં આવેછે. તે શંકા સંબંધે આ ભાષણ કર્યું હતું. ]

" ભાગવત ધર્મ, સનાતન ચાલતા આવેલા હિંદુ ધર્મરૂપી પ્રવાહમાં અવગાહન કરનારા ગૃહસ્થોનો જ છે, અને પ્રાર્થના સમાજ હિંદુ ધર્મનો ફાંટો ન હોવાથી, સમાજ મંદિરમાં ભાગવત ધર્મનું નિરૂપણ કરવું એ પ્રમાદ છે:" આ આક્ષેપને વિશેષ સ્થાન નથી. તોપણ તેનું નિરાકરણ કરતાં સનાતન આર્ય ધર્મ એટલે શું, તેનાં વિશેષ લક્ષણો કયાં, તેમાંનાં ભાગવત ધર્મમાં કેટલાં છે અને પ્રાર્થના સમાજે જેવાસંપ્રદાયનો અંગીકાર કર્યો છે તેમાં તે લક્ષણોમાંનાં કેટલાંનો સમાવેશ થાય છે, તે વિષે વિચાર કરવો આવશ્યક છે. આ બાબતનો આસ્થા સાથે વિચાર કરવાથી ભ્રમનું સમાધાન થશે, માટે આર્ય ધર્મનાં વિશેષ લક્ષણો-કે જેનાવડે તેને આર્યપણું પ્રાપ્ત થયું છે તે-કયાં છે તે વિષે આ પ્રસંગે વિચાર કરવાનું અયોગ્ય ગણાશે નહિ.

પરંતુ એક વાત લક્ષમાં રાખવી જોઇએ. તે એ કે, જે પ્રમાણે આપણે કોઇ મોટા પુરુષનો સહવાસ અથવા ઓળખાણ કરવાની ધારણા રાખીને તેના ઘરની આસપાસ ફેરા માર્યા કરીએ, અથવા તેના સીપાઈ કે રક્ષકને આર્જવો કરી જ્યાં તે ગૃહસ્થ બેઠો હોય ત્યાં જઇને, ફક્ત તેના ચહેરા તરફ, પોશાક તરફ, કે રહેવાની રીતભાત તરફ જોઇએ તો આપણને કાંઇ વિચિત્ર જ દેખાય છે. 'તે આર્ય લોક પ્રમાણે રહેતો નથી, આપણામાં અને તેનામાં અંતર પડેલો છે,' એમ જ્યાં

સુધી આપણે તેની સાથે બેસી વાતચીત કરી, ખરા સ્વરૂપની ઓળખાણના ઉપાયનો લાભ ન લઇએ ત્યાં સુધી આપણને લાગે છે. તેજ પ્રમાણે અમારા સમાજની આસપાસ ફેરા મારનારા અથવા સભાસદોના પોશાક, ખુરશીઓ ઉપર બેસવું, ફક્ત રવિવારે ખ્રિસ્તીઓ પ્રમાણે ઉપાસના માટે મળવું, વગેરે ઉપર ઉપરના દેખાવો જોનારને આ સંસ્થાના ખરા સ્વરૂપની ઓળખાણ પડતી નથી. માટે એ વિષે જેમને શંકાઓ હોય તેમણે તેની ખાસ ઓળખાણ કરવાનો લાભ લેવો જોઇએ. જેમકે દાખલા માટે લીધેલા સદ્ગૃહસ્થની સારી રીતે ઓળખાણ થયા પછી, તેના ખાસ સંબંધમાં આવી ખાત્રી કર્યા પછી, તેના પોશાક ઉપરથી તેની અવહેલના કરવાની ભૂલ કરવાનું છોડી દઇએ છીએ, અને તેની ન્યાયબુદ્ધિ, સભ્યતા, વિદ્વત્તા, વગેરે સદ્ગુણો આપણા જાણવામાં આવતાં આપણે તેને સન્માન્ય, ખરો આર્ય માનીએ છીએ. તેમજ અમારી આ સંસ્થા સબંધે માત્ર ઉપકરણ તરફ જ જોનારને સહવાસ સિવાય ખરી ઓળખાણ થવાની નથી. એટલા માટે મારે કહેવાનું એજ છે કે, સહવાસ કરો એટલે આ સંસ્થાનું ખરૂં સ્વરૂપ સમજાશે; અને પ્રાર્થના સમાજ આર્ય ધર્મ અંતર્ગત છે કે અન્ય ધર્મ સાથે તેનું સાહચર્ય છે, તે પણ સમજાશે. પોશાક, આચાર, બેસવાની રીત, વગેરે બાહ્ય સ્વરૂપ ઉપરથી અંતર્ગુણ વિષે તર્ક બાંધી નિશ્ચય ઉપર આવવું એ બરાબર નથી.

આટલું કહીને તે બે તરુણ ગૃહસ્થોએ 'તમારી સમજ પ્રમાણે આર્ય ધર્મનાં લક્ષણો કયાં' એવો સવાલ ન્યાયમૂર્તિએ કર્યો. ત્યારે તેમણે જવાબ આપ્યો કે, 'જાતિબંધન અને મૂર્તિપૂજા જેમાં છે તે સનાતન આર્ય ધર્મ.' આ સાંભળતાં તુરત જ બીજો પ્રશ્ન નીકળ્યો કે, "પ્રસ્તુત ભાગવતના કર્તા એકનાથ સ્વામી આર્યધર્મી હતા કે નહિ? અથવા તે મૂર્ખ અને તમે ડાહ્યા?" આ ઉપરથી તે ગૃહસ્થોએ, "અમે આર્યધર્મની આસપાસ ફેરા મારનારા છીએ, અને અમારી ભૂલ થઇ છે" એવું કબુલ કર્યું. તથા આર્યધર્મનાં ખરાં લક્ષણો જણાવવાની ન્યાયમૂર્તિને વિનંતી કરી. આ પ્રમાણે પૂર્વભૂમિકા તૈયાર થયા પછી તે નીચે મુજબ સમજાવવામાં આવ્યાં.

પરમેશ્વરનો અને ભક્તનો સાક્ષાત્ સંબંધ એ આર્યધર્મનું પહેલું અને અત્યંત મહત્ત્વનું લક્ષણ છે. ભક્ત હીન દીન, પતિત, અજ્ઞાન, કંગાલ હોય, તેનું મન વિહ્વલ હોય અને તે ખરેખર દુઃખી હોય, તોપણ દેવ તેનું પ્રત્યક્ષ સંબોધન કરે છે. અને તે જાતે પોતાના હાથે પ્રેમથી કરે છે. તેને મધ્યસ્થની જરૂર પડતી નથી, આચાર્ય કે પુજારીની જરૂર નથી. તેનામાં ગમે તેટલી શાખાઓ અને સંપ્રદાયો હોય, તે ઉપર ગમે તેટલાં પડ અને માટીના લેપ લાગેલા હોય; ભક્ત અધિકારી, જ્ઞાનવાન, ઉચ્ચ જાતિનો જોઇએ, એમ કાંઇજ નથી. તે અનાથ, ત્રસ્ત હોયતો દેવ તેને પ્રત્યક્ષ દર્શન આપીને તેનો ઉદ્ધાર કરે છે. કયારેક કયારેક ભક્ત માગે છે એક અને દેવ આપે છે બીજુંજ; પરંતુ તેથી પરિણામે ભક્તનું કલ્યાણજ થાય છે. અન્ય ધર્મમાં આ સંબંધે જુદીજ સ્થિતિ મનાય છે. દેવતા અને ઉપાસકની વચ્ચે પડદા હોય છે એવું આમાં નથી; અને દેવ તથા ભક્તની પ્રત્યક્ષ સાંકળ હોય છે. ભક્ત વિહ્વલ થાય એટલે બસ છે. મધ્યસ્થ પુરુષની કૃપાની જરુર પડતી નથી.

આર્યધર્મનું અંગભૂત સર્વવ્યાપી અને સર્વ શાખાઓને લાગુ પડે એવું બીજું લક્ષણ એ કે, તે ઐતિહાસિક ધર્મ નથી. " અમુક સમયે અથવા દેશમાં અમુક વ્યક્તિને પરમેશ્વરે સ્વરૂપ ધારણ કરીને ખરો ધર્મ બતાવ્યો; અન્યત્ર સર્વ અંધકાર રાખ્યો, " આવો વિચાર એમાં નથી. એમાં સંપ્રદાયો અનેક છે તોપણ તેમાંથી અમુક મનુષ્યે ઉપદેશ કર્યો તેજ આર્યધર્મ એવું કોઇ જગોએ મળશે નહિ. અમુક એકજ અ-ગ્રણીની મહત્તા સ્વીકારવી એમ પણ નથી સગવડ કે અગવડનો પ્રશ્ન જૂદોજ છે; પરંતુ અમુક ગ્રન્થ અથવા પંથ પહેલો કે અમુક બીજો; એક અધિષ્ઠાતા અને એક અધિકરણ એવું કાંઇજ નથી સર્વની યોગ્યતા સરખીજ. આ ધર્મ ઐતિહાસિક નથી એ ઉપરથીજ તેના ત્રીજા લક્ષણની પ્રાપ્તિ થાય છે. કોઇ પણ ધર્મ ઐતિહાસિક હોય એટલે તેની વૃદ્ધિ દબાય છે. એક વખત ઇતિહાસ સિદ્ધ ઠર્યું તેજ સત્ય, તેમાં અંતર પડે નહિ. આમ થાય એટલે સ્વભાવતઃજ તેની વૃદ્ધિ ઉપર દબાણ પડે.

આર્યધર્મનું ત્રીજું લક્ષણ એ કે, તે અન્ય ધર્મો તે પ્રમાણે સ્થાયિક

ન હોઇ તેની વૃદ્ધિ થયાંજ કરે છે. કોઇ ઝાડને કયારેક વૃદ્ધિ, ક્યારેક ઉતરતી કળા અને ક્યારેક વૃદ્ધાવસ્થા, એમ જુદી જુદી અવસ્થાઓ પ્રાપ્ત થાય છે, તોપણ તેના મૂળમાં ખાતર વગેરે નાખવામાં આવે તો વૃદ્ધિની શકયતા હોય છે. તેવીજ આ ધર્મની ખુબી છે. આનાં પૂર્વરૂપો અનેક થયાં અને ઉત્તરરૂપો થવાનાં છે. તેને અનંતકાલ સુધી વૃદ્ધિ છે. તેને અવધિ નથી. એમાં નવા સંપ્રદાયો, નવીન રૂપાન્તરો, નવીન મિશ્રણ થયાંજ જવાનાં છે. આ ધર્મને ઐતિહાસિક રૂપ નથી એમ કહેવાથી વેદાદિ ગ્રન્થ તમારામાં નથી, અને હોય તો તે તમને પૂજ્ય નથી કે કેમ ? એવો પ્રશ્ન ઉત્પન્ન થાય છે. તે ધર્મપુસ્તકો ખરાં અને તે માન્ય પણ છે; પરંતુ પ્રથમ વેદનું બંધન હતું ત્યારે, તેટલાથી સમાધાન ન થવાથી ઉપનિષદ્રૂપ આવરણની ઉત્પત્તિ થઇ પછી પુરાણો થયાં પરંતુ તેમાંની કેટલીક નિરૂપયોગી બાબતો પસંદ નહિ પડવાથી સાધુ પુરૂષોએ ભક્તિમાર્ગ અને તેના જેવા બીજા પંથો સ્થાપન કર્યા. આ પ્રમાણે અનેક રૂપાન્તરો થતાં થતાં સ્તિમિતપણું, તટસ્થપણું, જરા, એ અનુભવિત છતાં પણ ખાતર વગેરે નાખેલું ઝાડનું થડ વધે છે તે પ્રમાણે આપણે અહીં સુધી આવ્યા છીએ; અને વૃદ્ધિ ચાલુજ છે.

આર્ય ધર્મનું ચોથું લક્ષણ એ કે, ઉપર જણાવેલી વૃદ્ધિની એક વિશેષ દિશા છે, અને તે **પ્રેમની** છે. જેમ ઝાડ સૂર્યપ્રકાશની બાજુ તરફ વધે છે તેજ પ્રમાણે આ ધર્મની વૃદ્ધિ તેજોરૂપી પ્રેમ તરફ છે. ક્યારેક ક્યારેક એ ઢંકાઇ જાયછે, સત્યનો આપઘાત પણ થાયછે, પરંતુ વૃદ્ધિ અટકતી નથી. બે હજાર વર્ષોપૂર્વે અગ્નિહોત્રાદિ યજ્ઞો માટે પશુવધ થતો હતો, પરંતુ પ્રેમભાવનું આધિક્ય થવાથી તે ચાલ લોકોએ છોડી દીધો. પ્રેમબંધનની વૃદ્ધિ થાય, મનને દુઃખ ન થાય, એજ આર્યત્વિક પ્રવૃત્તિ છે. જે મનુષ્ય સદાચરણથી ચાલે છે તેને દેવ મળે છે, એમ સેન્ટ પોલે પણ કહેલું છે; પરંતુ મનુષ્યના ઉદ્ધાર સંબંધે આર્ય ધર્મમાં જેવી ઉદાર કલ્પનાઓ છે તેવી બીજા કોઇ ધર્મમાં નથી. જાતિબંધન વગેરે નિર્બંધ અને અડચણો છતાં પણ પ્રેમની વૃદ્ધિ ચાલુ છે, અધિકાર વધે છે, અને વૃદ્ધિનો પ્રસાર થાયછે. કર્મઠમાર્ગ આતે જાતિ-

નિર્બંધ છતાં પણ આ સ્થિતિ અને પરસ્પર વિષેનું વૈમનસ્ય દૂર થાય એવી ઇચ્છા છે; નો પછી તે શિથિલ થયા પછી કેવી સ્થિતિ થશે તે તો કાણુ જાણે. ધર્મની બાબતમાં છાપ મારીને બીજી છાપ ઉડાડવા ધારીએ તો તે બનતું નથી. પરમેશ્વરના ચરણમાંથી વહેતી આ ધર્મ-ગંગાનો ઓધ પ્રેમનો હાઇને, તેનાવડે પ્રફુલ્લિત થએલા જ્ઞાન ઉપરનું ભાગવત ધર્મ અત્યંત સુવાસિક ફૂલ અને મધુર ફળ છે, એમ આ-પને જણાશે. તેમજ સૂક્ષ્મ રીતે વિચાર કરનારને પ્રાર્થના સમાજ અને ભાગવત ધર્મનાં લક્ષણો સંબંધનું સાહચર્ય અત્યંત છે, એ,—તેમાંના સભાસદોના પોશાક, બેસવા ઉઠવાની રીત. એ સર્વ ગમે તેવાં હશે તો પણ—સહજ સમજાશે. આપણા દેશમાંના મહા પુરુષોએ પ્રસાદરૂપી પો-તાની વાણી અને વર્તનવડે જેમાં કોઈ પણ પર્વત આડા નાખેલા નથી, એવો ભક્તિનો માર્ગ ખુલ્લો કરી આપ્યો છે. માત્ર સત્સંગ કરીને અને સદ્ગ્રંથો વાંચીને ગેરસમજૂતનો ભાગ હોય તે વિષેની પોતાની શંકા-ઓનું સમાધાન કરી લેવું જોઇએ. કોઈ કહેશે કે તમારા આ ધર્મની આજ્ઞાઓ કેટલી અને કઇ છે. તે કહો. તેમને અમારી તરફનો જવાબ એજ છે કે, અમારા ધર્મની આજ્ઞાઓ આઠ છે કે દશ છે એમ નથી. સર્વ માનવ બંધુઓ સાથે પ્રેમથી વર્તવું એ જ તેમાંની મુખ્ય આજ્ઞા છે. ઉપર જણાવેલાં લક્ષણો ઉપરથી ભાગવત ધર્મનું અને પ્રાર્થના સ-માજનું સાહચર્ય છે, અને તે ધર્મનો આ વ્યાસપીઠ ઉપરથી ઉપદેશ કરવાને કાંઇ પણ પ્રત્યવાય નથી, એવી ખાત્રી થશે. અને આ સંબંધે હરેક અવશ્ય વિચાર કરવો એવી મારી વિનંતિ છે.

---

## સર્વજન બ્રહ્મરૂપ છે.

ऐसें भाग्य कई लाहाता होइन;
अवघें देखें जन ब्रह्मरूप ॥ १ ॥

આવો મહાત્મા તુકારામનો અભંગ છે. આ વિષે ઘણાઓને એમ

લાગે છે કે. "અવઘેં હેમેં જન બ્રહ્મરૂપ" એ થાય શી રીતે? આપણે એવા ભાગ્યશાળી શી રીતે થઇએ? આ સ્થિતિ પ્રાપ્ત થવી એ કાંઇ સહેલું નથી, તેમજ શક્ય નથી; આ તો તુકારામ બાવાની અતિશયોક્તિજ હોવી જોઇએ. આ પ્રમાણે ઘણાઓને લાગેછે માટે તુકારામની આ ઉક્તિમાં અતિશયોક્તિજ છે, કે અનુભવ—સત્યનો અંશછે તે વિષે વિચાર કરવો એ આપણને લાભકારક થશે; અને માણસો તો શું પરંતુ આખું વિશ્વ પણ બ્રહ્મરૂપ કહે તો તેમાં કવિભાવ નથી એવી પ્રતીતિ થશે. પ્રથમ દર્શને આ માત્ર કવિતા છે, અથવા તેમાં કાંઇક સત્ય છે, એવી શંકા મારા તમારા જેવાં સામાન્ય માણસોના મનમાં ઉત્પન્ન થવાનો સંભવ છે; તથાપિ થોડાજ વિચારને અન્તે તે શંકાનું સમાધાન થઇ શકશે. તે વિચાર માટે રંગનાથ સ્વામીના

> सावध सावध सावध मनुजा निजरूपीं सावध रे ॥ ध्रु० ॥
>
> हिताहित मना न विचारिसि कां झांकुनि नेत्र सदा।
>
> कामकर्दमीं लोळसि निशिदिनिं मानुनि सौख्य सदा ॥
>
> बीज लवूनि सरे सुख तेवीं वोगीं घडे आपदा।
>
> इंद्रियग्राम विराम घडे मग हरिसी स्मरसी कदा ॥ १ ॥

આ શ્લોકમાં જે વિષે કદી બેસાવધ ન રહેવાનું કહેલું છે તે નિજરૂપ શું છે, તેનો વિચાર સહાયભૂત થશે. " अवघें होमें जन ब्रह्मरूप " એવો લાભ ઘણાજ થોડા લોકોને મળતો હશે; તથાપિ તુકારામ મહારાજની ઉક્તિનું અને ઉપરના પદના ધ્રુપદનું પ્રમેય, એ બન્નેમાંનો ઉપદેશ એક જ છે પોતા વિષે સાવધ હોવું, અને સર્વ જનને બ્રહ્મરૂપ જોવાં એ એકજ છે. સર્વ જનને બ્રહ્મરૂપ જોવાનું મહાભાગ્ય તમારા મારા જેવા મનુષ્યોને પ્રાપ્ત થયું નથી; અને હાલની સ્થિતિમાં તે પ્રાપ્ત થાય તેવું પણ દેખાતું નથી; તે વિષેની કલ્પના કરવાનો માત્ર માર્ગ છે. ને આ રીતે આપણી મુંબાઇ નગરી જુઓ. પ્રાચીન કાળના આપણા દેશમાંના ઇંદ્રપ્રસ્થ કે હસ્તિનાપુર પ્રમાણે, અથવા હાલના યુરોપમાંના લંડન

પારીસ, વગેરે શેહેરો પ્રમાણે એમાં પણ અનેક પ્રકારના વેપારો ચાલે છે; તેમજ મોજ શોખ દેખાય છે. અનેક પ્રકારની હૃદયંગમ વસ્તુઓ છે; અનેક પ્રકારના ચિત્ર વિચિત્ર પહેરવેશો દૃષ્ટિએ પડે છે; તેજ પ્રમાણે અનેક પ્રકારના વેપાર કે ઉદ્યોગ ધંધા કરનારાં લાખો માણસો પણ આ શહેરમાં વસે છે. આ જે સર્વ ચાલે છે તેમાં આપણને શું દેખાય છે? આ જોવાથી આપણી બુદ્ધિ ઉપર શો સંસ્કાર થાય છે? તે વિષે વિચાર કરતાં મનુષ્યનું મન આ સર્વ ગોજનાઓ કરે છે. એવું મને દેખાય છે. સર્વ બાબતોમાં મનની લીલા દૃષ્ટિએ પડે છે; તે મન કાઢી લઇએ તો સર્વત્ર અવ્યવસ્થા થઈ પડશે. વિશેષ સ્પષ્ટી કરણ માટે આપણે ગાડીનું દૃષ્ટાંત લઇએ. ગાડીને ઘોડો ખેંચી જાય છે, તે તેની ઇચ્છાથી ખેંચે છે? ના. ઘોડાના મનનું આકલન કરી, તેને લગામમાં રાખીને ચલાવવાનું કામ ગાડી હાંકનાર સારથિ કરે છે. શું સારથિ પણ પોતાની ઇચ્છા પ્રમાણે વર્તે છે? ના. તે પણ રથ અથવા ગાડીમાં બેસનાર શેઠની મરજી પ્રમાણે કામ કરે છે. શેઠના મનમાં અમુક જગોએ જવાનું હોય છે, તે પ્રમાણે ગાડીને લઇ જવાની સર્વ યોજના થાય છે. અર્થાત્ ગાડી, ઘોડો, સારથિ, રથી સર્વ હોવા છતાં, રથીના મનમાંની સ્ફુર્તિનું સારથિના હાંકવા ઉપર અને ઘોડા તથા ગાડીની ગતિ ઉપર પરિણામ થાય છે. મનની પરંપરા અથવા સાંકળ થવાથી આ સર્વ ક્રિયાઓ બને છે. પોલીસ સીપાઇ લઇએ. નાયક, હવાલદાર, જમાદાર, ફોજદાર—એ પ્રમાણે સાંકળ અથવા માલિકા હોય છે; તથાપિ સર્વે કામ સરલતાથી એક સુત્રે ચાલે છે, એ સર્વ મનુષ્યની ઇચ્છાનું પરિણામ છે. એકંદરે ચલન, ગતિ અને રચના કોઇ પણ યોજકને સ્વાધીન છે એમ દેખાઇ આવે છે. કૃત્રિમ સૃષ્ટિમાં મનુષ્યનું શું કામ છે તે જોઇએ તો યોજકપણું અને યોજના એ માત્ર તેમનાં કામો છે, એમ જણાય છે. આ યોજકપણું એ યોજના કાઢી નાખો; અને પછી શું થાય છે, અથવા શું રહે છે તે જુઓ. શું ગાડીની, શું પોલીસની કે શું રાજ્યની સર્વ રચના, સર્વ વ્યવસ્થા એકદમ બગડી જશે. કોઇ સ્થળે મોટા મોટા અધિકારીઓ દેખાતા નથી; ત્યારે ત્યાં શા રીતે ચાલતું

હશે એમ લાગે છે; પણ ઠેક ઠેકાણે વરિષ્ઠ અધિકારીઓ દેખાય તે, વ્યવસ્થા ઉતરતી પંક્તિની સમજવી. વરિષ્ઠ અધિકારી, દષ્ટિએ પણ ન પડે અને સર્વ કામ સુયંત્રિતપણે ચાલે, તેજ વ્યવસ્થા ઉત્તમ કહેવાય. મનુષ્ય તરફ જોઇએ તો તેનું મનુષ્યત્વ તેના હાથમાં નથી, અથવા હાડકામાં નથી, પણ મન-ઇચ્છા અથવા બુદ્ધિમાં છે. એમાં ગરબડ થવા લાગે એટલે તે આ સૃષ્ટિમાંથી ઉઠયો એમ સમજવું, અને તેવો લોકવ્યવહાર પણ છે. ત્યારે સર્વ કામકાજોમાં શું બને છે ? મનુષ્યનું મન બીજા મનુષ્યોના મનને જુએ છે—મનુષ્ય મનુષ્યને જુએ છે એટલે રૂપ. વર્ણ વગેરે સાધન માર્ફતે એક મનનો બીજા મન ઉપર સરકાર થાય છે. પુસ્તકનું દષ્ટાન્ત લેવાથી, આ બાબત વિષે વધારે સ્પષ્ટ રીતે સમજી શકાશે. પુસ્તક જોતા ધોળા કાગળ ઉપર કાળી શાહી છે, એમ દેખાય છે; પરંતુ ધોળો કાગળ લઇ તે ઉપર કાળી સાહી રેડીએ તો વાંચી શકાશે ? ના. તથાપિ સર્વ પુસ્તકો સર્વને એક સરખી રીતે વાંચતાં આવડતાં નથી. વાંચવાના સંબંધમાં મુખ્ય ત્રણ બાબતો અગત્યની છે. એક અક્ષરો સ્પષ્ટ જોઇએ, બીજી જે ભાષા અથવા લીપિમાં તે લખેલું હોય તે વાંચનારને અવગત હોવી જોઇએ; ત્રીજી તે ભાષામાંના શબ્દોના સારી માહિતી હોવી જોઇએ. આટલું હોવા છતાં પણ તેમાંનો વિષય વાંચનારથી સમજી શકાતો હોય અથવા તેનો અર્થ સમજાતો હોય તો પુસ્તક સારૂં લાગે છે. તે પુસ્તક જે મનવડે રચાયું હોય તે મન સાથે વાંચનારના મનનું સંભાષણ થાય છે. એક મન બીજા મનને વાંચે છે. વાંચનક્રિયા, વિદ્યા, તારયંત્ર માર્ફતે સવાલ જવાબ કરવા, એ સર્વમાં મનનો વેપાર મન સાથે થાય છે. તાત્પર્ય કે મનુષ્યકૃતિમાં અથવા મનુષ્યસૃષ્ટિમાં શરીરનો શરીર સાથે સંબંધ નથી. પરંતુ આત્માનું આત્મા સાથે સંભાષણ થાય છે. વચ્ચે જે સાધનોનો સંબંધ હોય છે તેની યોગ્યતા નથી એમ નથી; પણ મુખ્યત્વે કરીને મનનો વાર વ્યવહાર મન સાથે હોય છે. આ કૃત્રિમ (મનુષ્યકૃત) સૃષ્ટિની વ્યવસ્થા થઇ. ઇશ્વરનિર્મિત સૃષ્ટિમાં પણ આજ પ્રમાણે છે. આ સૃષ્ટિનું જ્ઞાન થાય છે તે આ

વડે ? આઠ મહિને ચોમાસું આવે એવો શાસ્ત્રનો સિદ્ધાંત છે એ ખાત્રી શાથી થાય છે ? જેઠ અષાડ મહિનો આવે એટલે વરસાદના પાણીથી પોતાનું રક્ષણ કરવાના હેતુથી જે તે પોતપોતાની શક્તિ પ્રમાણે છત્રી, ધાબળી વગેરે તૈયાર કરવાની તજવીજ શાથી કરે છે ? મનની વિ-વંચના કરનાર લોકોનું આ સૃષ્ટિમાં પ્રસરતી સત્તાઓ સાથે સંભાષણ થાય છે તેથી શાસ્ત્રસિદ્ધાંત કરનારા મનસ્ક છે; આપણે પણ મનસ્ક છીએ. આ સર્વ ધોરણો ઘણા દીર્ઘકાળના અનુભવ ઉપરથી બાંધેલા છે. આ અનુભવ શાથી થયો ? શાશ્વત યોજના આપણે કેવી કરી શકીએ છીએ ? શાસ્ત્ર એટલે સર્વવ્યાપી સિદ્ધાંતોનો સંગ્રહ. આ સિદ્ધાંતો કર-નાર કોઇપણ હોવું જોઇએ; અને તેનો આધાર સૃષ્ટિમાંની વિસ્તૃત શાશ્વત યોજના એ છે. આ વ્યવસ્થાની અથવા યોજનાની સમજણ કોઇ પાડે તો તે સમજી શકાય છે. જેમ યુક્લિડનો સિદ્ધાંત આપણને પો-તાને અવગત ન હોય પરંતુ તે કોઇ સમજાવે તો સમજી શકીએ છીએ તેમ સૃષ્ટિમાં અનુબંધ નિયમ સર્વત્ર છે; તેથીજ શાસ્ત્ર સિદ્ધાંત થઇ શકે છે આ સૃષ્ટિને જડ કહે છે, પણ તે ખરેખરી જડ નથી; કોઇ પણ પ-દાર્થ જડ છેજ નહિ. વિપર્યાસ અથવા વ્યતિરેકથી સૃષ્ટિ જડ જણાય છે; તથાપિ જ્યાં સુધી તેનું શાસ્ત્રજ્ઞાન થાય છે ત્યાં સુધી તે જડ નથી. કારણ અનેક ઉપચાર અને સાધનો વડે તેમાંના પદાર્થોના યોજકોના મનની કલ્પના થઇ શકે છે. આપણે જે સર્વ ન્યાયીપણું સમજીએ છીએ તે અવ-તારનું કે વિશેષ પ્રસંગનુ નથી સૃષ્ટિનુ જે જડ આવરણ છે. તેની અંદર અન્તચક્ષુથી જોઇએ તો કૃત્રિમ સૃષ્ટિ પ્રમાણે ત્યાં પણ દેખાય છે શાસ્ત્રબંધ એ-શાશ્વત નિયમ અને શાસ્તા એમના દર્શક છે. જડસૃષ્ટિનુ શાસ્ત્ર એટલે શાશ્વત નિયમ અને નિયંતા અથવા શાસ્તાના અસ્તિત્વનો બોધ. એ જેના અન્તઃકરણમા ઉતર્યું હોય તેને " अवघें देखं जन ब्रह्मरुप " એ શી રીતે થાય તેની કલ્પના થઇ એમ સમજવું. તમે અમે સર્વ બ્રહ્માંડ એક શાસ્તાના સ્વાધીનમા છીએ અને તે કૃત્રિમ સૃષ્ટિમાં સર્વ કાંઇ આપણી પાસે કરાવે છે. તેમજ ઇશ્વરનિર્મિત સૃષ્ટિમા તે જાતે કરે છે એમ સર્વત્ર જોવું, એજ સર્વ જન અથવા વિશ્વ બ્રહ્મરૂપ દેખવું છે. મ-

નુષ્ય પ્રાણી સંબંધે જોતાં પણ, આપણા બાહ્યચક્ષુ ને દેખાતા આ શ- રીરમાં દોષ, પાપ અને અભિલાષથી ભરેલો જે વાસનાત્મક લિંગદેહ છે, તેનો શાસ્તા–તેને આજ્ઞા કરનારો દેહ છે. એના અસ્તિત્વનો અનુ- ભવ આપણે કાંઈ દુરાચરણ કરવા પ્રવૃત્ત થયા હોઇએ છીએ ત્યારે આપણા હાથ કંપે છે છાતી ધડકે છે, તે ઉપરથી આપણામાંના દરે- કને થાય છે. વાસનાત્મક લિંગદેહને વર્તાવનારો જે કારણદેહ તે આપ- ણામાંના દરેકનામાં આપણે જોઇ શકીએ છીએ. "સર્વ જગને બ્રહ્મ- રૂપ જોવું" એનો અર્થ પાપી, દુષ્ટ અને સાધુસંત એમને સરખાંજ ગણવાં, એવો કોઇ કરશે તો તે મૂર્ખતાજ કહેવાશે. પાપીને શાસન અ ને ઉપદેશ જ યોગ્ય; આ તફાવત સૃષ્ટિનિયંતાની વ્યવસ્થા પ્રમાણે ર- હેવાનો જ. મનુષ્યપ્રાણીમાં આ નિજરૂપ અથવા બ્રહ્મરૂપની વ્યાપ્તિ અધિક છે; પછી તે મનુષ્ય પાપી હોય અથવા પુણ્યશાળી હોય; સુષ્ટ હોય અથવા દુષ્ટ હોય. મનુષ્ય જન્મનો અધિકાર ઘણોજ મોટો છે. કારણ, જગંનિયંતાના ધ્વનિને આપણે મનુષ્યો પ્રતિધ્વનિ આપીએ છીએ. દ- રેક મનુષ્યનામાંનું બ્રહ્મરૂપ જોવાનું છે. નાટકની રંગભૂમિ ઉપર વેશ ધા- રણ કરનાર પોતે કોણ છે તે ભૂલી જતા નથી; પરંતુ આપણે આ સૃષ્ટિરૂપી રંગભૂમિ ઉપર જે વેષ લઇએ છીએ, તેમાં આપણા ખરા સ્વરૂપને વસરી જઇએ છીએ. આપણે આવરણ લઇ આંખો મીંચીને બેશીએ છીએ; અર્થાત્ તે આપણે જોઇ શકતા નથી. સાધુ પુરુષનું સોવળાપણું અને અધિકાર, તેમની જ્યોતિ અને પવિત્રતા જૂદા જ પ્ર- કારનાં છે; તથાપિ તમે અમે અને તે સર્વ, સારથિ છીએ અને દરેકને ઠેકાણે રથી એકજ છે. જેમ સારથિ કાળજી વિનાનો કે બેસાવધ હોય તો ઘોડા તોફાન કરીને ક્યારેક ગાડી ગટરમાં નાખે છે, તેમજ તમારા અમારા જેવાના સંબંધમાં અનેક વખતે બને છે. આપણે આપણા દ- રેકમાં પરમાત્માને જોવાનું મૂકી દઇને, એક બીજાના દોષો જોઇએ છીએ; છિદ્રાન્વેષી થઇએ છીએ, તે આપણું દુર્ભાગ્ય છે. દરેકનામાં પ- રમેશ્વરની જ્યોતિ, પરમેશ્વરનું સિંહાસન છે, એમ આપણે જોઇએ તો અહીંજ સ્વર્ગ છે. સર્વત્ર બ્રહ્મરૂપ જોઇને સુખસ્વરૂપ થવું, એજ સ્વર્ગ-

પ્રાપ્તિ; સ્વર્ગ કાંઇ જૂદો લોક નથી. રથીને સ્વાધીન કરેલો સારથિ ઘોડાને ચલાવે છે. રથી, નિયંતા, શાસ્તા, પિતા, માતા, એ સર્વ એકજ છે એમ જણાવાથી દરેકને સુખ થશે; અને સાધુ પુરુષોનાં વચનો યથાર્થ છે એવી થોડી ઘણી પ્રતીતિ થવાનું સાધન મળશે.

---

## વિજ્ઞાન.

કેટલાક દિવસ પહેલાં મેં એક વ્યાખ્યાનમાં આ વિશ્વમાં આપણે ખરેખર શું જોઇએ તથા સાંભળીએ છીએ તે વિષે વિવેચન કર્યું હતું. તેનો ભાવાર્થ એવો હતો કે મન મનને જુએ છે. સ્વાદ, રચના, કવિત્વ, વગેરે નાનાવિધ પ્રકારના વ્યવસાય આપણે કરીએ છીએ, તેનો સાર શું છે ? આ સર્વનું વર્મ શું છે તે વિષે ફક્ત ત્વચા ઉપરથી અથવા બાહ્ય સ્વરૂપ ઉપરથી અનુમાન કરીએ તો તે બરાબર થઈ શકે નહિ. જેમ નાળીએરનાં છોતરાં અને કઠણ કાચલી ઉપરથી તેની મધુરતા અથવા ગુણનું અનુમાન કરીએ તો તે ભૂલભરેલું થાય; તેજ પ્રમાણે આપણા વ્યવહારનું બાહ્ય સ્વરૂપ જોવાથી પરિણામ થશે. તે (બાહ્ય સ્વરૂપ) કાઢીને અંદર શું છે તે જોઇએ તો, મન મનને જુએ છે. તેની સાથે સહવાસ અને સંભાષણ કરે છે; જ્યાં બીજા મનુષ્યનો સબંધ નથી એવા નિર્જન પ્રદેશમાં પણ મન મનને જુએ છે. સૃષ્ટિમાં જે પરમાત્મા અવતર્યો છે તેને આપણો આત્મા જુએ છે. સૃષ્ટિમાંનું સાંદર્ય પરમાત્માનું સૂચક છે, માટે સર્વ ભૂતમાં અવતીર્ણ થયેલા આત્માને જાણવો, તેની સાથે પ્રત્યક્ષ સહવાસ અને સંભાષણ કરવું એ જીવાત્માનું કર્તવ્ય છે, એવું પ્રતિપાદન પ્રથમના વ્યાખ્યાનમાં કર્યું હતું. આજ ફક્ત મન મનને જુએ છે, કે બીજો કાંઈ સંબંધ જણાય છે તે વિચારવાનું છે. ઉપનિષદ્‌ના એક ભાગમાં એક વિદ્યાર્થીનો તેના પિતા સાથેનો સંવાદ લખ્યો છે. તેમાં તે વિદ્યાર્થીને તેના બાપે સૃષ્ટિમાં મન મનને જુએ છે એવો ખુલાસો કર્યો ત્યારે તેણે પિતાને ફરી પ્રશ્ન કર્યો કે, "એટલુંજ માત્ર છે કે તેના કરતાં વિશેષ કાંઇ ગૂઢ છે ?" આ પ્રશ્નનો જવાબ તેના

પિતાએ આપ્યો કે, "તેના પણ આગળ બે ક્રમ છે; તેમાંનો પહેલો વિ-
જ્ઞાન". મન અને વિજ્ઞાન એમાં સમજી શકાય એવી ભિન્નતા છે. "વિ-
શેષ જ્ઞાન" એ ધાતુના અર્થમાં વિજ્ઞાનનો વિચાર આજ અત્રે કરવાનો
નથી. ત્યારે વિજ્ઞાન એટલે શું? હાથી, ઘોડા, પર્વત, વગેરે બાહ્ય વિ-
ષયોનું જ્યાં સુધી મન ગ્રહણ કરે છે ત્યાં સુધી તે જ્ઞાન; પણ તેમ
થતાં થતાં મનના જ્ઞાનનો વિષય મનજ થાય એટલે જે વિચાર થાય તે
વિજ્ઞાન—મનનું જ્ઞાનવિષયીભૂત થવું તેજ વિજ્ઞાન. યોગ્યતાના પ્રમા-
ણથી. જ્ઞાન કરતાં આ વિજ્ઞાનનો દૂરાન્વયનો સંબંધ છે એમ કેટલાકને
લાગે છે; તોપણ તે તદન થતુંજ નથી એમ નથી. જેમની આખી જીં-
દગી એવી રીતે જાય કે, મનનો સંકોચ કરીને વિચાર કરવાનો પ્રસંગ
નજ આવે, તેને અત્યંત અભાગીજ સમજવા; પણ તેવા તો કોઇક
જ થતા હશે. તમારા મારા જેવાને કદી કદી એવા પ્રસંગો આવે
છે તે, "મેં મારા મનમાં ને મનમાં વિચાર કર્યો," "મારૂં મન મને
કહે છે," વગેરે બોલીએ છીએ તે ઉપરથી સિદ્ધ થાય છે. જે મનુષ્ય
મનને અંદર ખેંચતો નથી તે મનના ખરા સ્વારસ્યને પામતો નથી. અં-
તર્યામીનો વિચાર થયા વિના અથવા આપણું મન જ્ઞાનનો વિષય થયા
વિના, ઇન્દ્રિયો દ્વારા પ્રાપ્ત થયેલું બાહ્ય વિષય જ્ઞાન આપણું પોતાનું થતું
નથી. મનને જ્ઞાનનો વિષય કરવાની યોગ્યતા મનુષ્યનામાં આવે એટલે પૂર્ણ
કાળ થયો સમજવો. આ અધિકાર પ્રાપ્ત થયો, એજ મનુષ્યનું ઉમર લાયક થવું
છે. તે છોકરો ઉમર લાયક થયો નથી એમ આપણે કહીએ છીએ, તેનો
અર્થ એજ છે કે, તેનામાં મનનો વિષય મન કરવાની શક્તિ—સામર્થ્ય-
આવી નથી. લૌકિક રીત તેમજ સરકારી કાયદા પ્રમાણે આ અધિકાર
પ્રાપ્ત થાય એટલે મનુષ્યની કૃતિની જવાબદારી તેના ઉપર વિશેષ લાગુ
થાય છે; બાકી નાનાં છોકરાંને મોટા માણસ કરતાં ઓછું સંભળાય છે
અથવા દેખાય છે એમ નથી; પરંતુ તફાવત જે છે તે તેની કૃતિની
જવાબદારી માથે લેવા જેટલું તેનું વિજ્ઞાન હોતું નથી એજ. બાહ્ય સ-
ષ્ટિમાં માર્દવ, કાઠિન્ય, સુરૂપતા, કુરૂપતા, વગેરે ઇન્દ્રિયજન્ય જ્ઞાનના વિ-
ષયો છે, પણ સારૂં ખોટું જે કહેવાય તે વિશેષ હોઇને બાહ્ય સષ્ટિ-

માં નથી, અને ન મન વિષે વિચાર અથવા મનની પરીક્ષા કર્યા વિના સમજાતું નથી. વિષય બાહ્ય દ્રવ્ય સાથે સંલગ્ન થાય એટલે એક પ્રકારનું જ્ઞાન થાય છે; પરંતુ સારૂં ખોટું સમજવાનો જે મનનો ધર્મ, તેની જાગૃતિ અથવા ઉદ્બોધન થવું, એ વિજ્ઞાન અધિક મહત્વનું છે. લોકવ્યવહાર, સંતસમાગમ, નિશાળો, વગેરે વ્યવસ્થા એટલા માટે છે કે, તેનાવડે મનનું નિરીક્ષણ કરવાની યોગ્યતા મનુષ્યનામાં આવે અને તે વૃદ્ધિ પામે. આ યોગ્યતા પ્રાપ્ત થવાથી જવાબદારીના સંબંધમાં જે ફેરફાર થાય છે તે, નાનું-અજ્ઞાન છોકરૂં કાંઇ અનનુચિત કર્મ કરે તો તેને આપણે અડપલું કહીએ છીએ, અને પ્રૌઢ ઉમરનું મનુષ્ય તેજ કર્મ કરે તો શાસન યોગ્ય ગણીએ છીએ. તેથીજ સ્પષ્ટ રીતે દેખાઇ આવે છે, મન સ્તબ્ધ છે; તે આદર્શ એટલે દર્પણ જેવું છે. મન જ્ઞાનમાં વિષયભૂત થાય એટલે સારૂં ખોટું સમજી શકે છે અને તેની પસંદગી કરી શકે છે. આનેજ વિવેક અથવા વિજ્ઞાન એવી સંજ્ઞા આપેલીછે. હાલમાં " સત્સદ્વિચાર શક્તિ " કહેછે તે આજ. આ સામર્થ્ય માનવ પ્રાણીઓમાં વિશેષ છે, અને તે અમૂક કાળે આવે છે.

હવે વિજ્ઞાનનું સ્થાન, તેની સૂચના, મનુષ્યના મનમાં તો છેજ; પણ આ શક્તિની નિશાની સૃષ્ટિમાંથી મળે છે કે નહિ. તે જોવાનુ છે કેટલાકનું એવું કહેવું છે કે, " વિજ્ઞાન સૃષ્ટમાં નથી; યોજના અને રચના દેખાય છે, પરંતુ વિજ્ઞાન અથવા વિવેક દૈવિક નથી પણ સુખની વૃદ્ધિ થાય અને દુઃખનો નાશ થાય એટલા સારૂ મનુષ્યોએ તે કલ્પેલું છે. " આ મત વિષે થોડો વિચાર કરવાની જરૂર છે. વાસ્તવિક જોતાં જ્ઞાન કરતાં વિજ્ઞાન સાથે આપણો સબંધ અધિક છે. કારણ, ઈન્દ્રિયોમાંની કોઇ એક નષ્ટ અથવા અશક્ત થાય છે તો તે દ્વારાએ જે જ્ઞાન પ્રાપ્ત થવાનું તે થતું નથી; પરંતુ મનની સ્થિતિ તેવી નથી. વૃદ્ધાવસ્થાનુ સૌભાગ્ય એજ છે કે, તે અવસ્થામાં ઇન્દ્રિયોની શક્તિ કુંઠિત થઇને કમી થાય છે, ત્યારે વિજ્ઞાન વધતું હોય છે જો તે પણ કમી થવા લાગે તો જીવન કરતાં મૃત્યુ ઉત્તમ એમ લાગે છે. વિજ્ઞાન વિકાસિત થવું એજ વૃદ્ધાવસ્થાની છાપ-શિક્કા-છે. મનુષ્યસૃષ્ટિમાં વિજ્ઞાનનો

પ્રસાર જ્ઞાન કરતાં અધિક છે. લોકવ્યવહાર, રાજદંડ, દંડનીતિ ગૃહ સ્થિતિ વગેરેનો પાયો વિજ્ઞાનજ છે. ઘરમાંના મુખ્ય પુરુષે પોતાના પરિવારનું પાલણ પોષણ કરવું વગેરે વ્યવસ્થા વિજ્ઞાનને વશ છે, એ સર્વ કોઇ સ્વીકારશે જ. પણ વિજ્ઞાન સૃષ્ટિમા ક્યાં છે એવી શંકા થાય છે. સૃષ્ટિમાં માધુર્ય છે સૌંદર્ય છે, જોઇએ તો મન છે એમ પણ કહો; પરંતુ વિજ્ઞાન ક્યાં છે? અંતશ્ચક્ષુ વડે જોતાં, સર્વ સૃષ્ટિમાં જે કાંઈ પણ દેખાતું હોય તો તે વિજ્ઞાન છે, એમ જણાશે. સૃષ્ટિમાં ચાલતા વ્યવહાર ઉપરથી અને ઉદ્દેશોથી શું જણાય છે? જે કરવાથી લાભ થાય તે કરવા વિષેની તત્પરતા અને જે લાભકારક નથી તે ન કરવાની દક્ષતા એ આપણી દૃષ્ટિએ પડે છે. આપણે અવ્યવસ્થિતપણાથી વર્તીશું તો ખરાબ પરિણામ થશે એમ સમજીને સાવધ રહીએ છીએ. દીવાનો ઉપયોગ માત્ર પ્રકાશ મેળવવા પુરતોજ કરીએ છીએ; નાનાં અજ્ઞાન બાળકોની પેઠે તે હાથમા પકડવાનું કરતા નથી. આપણે અન્તશ્ચક્ષુથી જોઇએ તો મનની આ ક્રિયામાં શું દેખાય છે? સર્વ પ્રાણીઓનું સંગોપન થાય, શુદ્ધ બુદ્ધિનો વિકાસ થાય, પ્રેમની વૃદ્ધિ થાય, એવો બોધ થાય છે જેમાં પરબ્રહ્મનું સ્વરૂપ આવિર્ભૂત થાય છે એવો "વિજ્ઞાનમય કોશ" "મનોમય કોશ" ની પેલી તરફનો છે. તેથી સૃષ્ટિ વિજ્ઞાનમય છે, એવી પ્રતીતિ થાય છે. રાજશાસનને આધાર વિજ્ઞાનનો હોય છે. તોપણ તે વડે વિજ્ઞાનમય થનારો ઘણોજ અલ્પ પ્રદેશ છે: અને તેનું ધર્મપણું વિજ્ઞાનમય કોશ છે, માટે જ તેમને તે (ધર્મપણું) પ્રાપ્ત થાય છે. મન પુણ્ય માર્ગમાં પ્રવૃત્ત રહે અને પાપથી પરાવૃત્ત થાય એવું સ્વાભાવિક વલણ હોય છે, તેનું મૂળ વિજ્ઞાનમય કોશમાં છે. સૃષ્ટિની રચના, મનુષ્યની સ્થિતિ, વગેરે ઉપર વિજ્ઞાનનું પરિણામ થાય છે. આહ્લાદ અને ક્લેશ સર્વને થાય છે, આથી નિત્ય જે સારૂં ખોટું કૃત્ય કરવાથી સુખ દુઃખ થવાનું તે વિજ્ઞાનના વિકાસ ઉપર અવલંબીને રહે છે. ચોરી લુટ વગેરે કરીને પોતાનો ચરિતાર્થ ચલાવનારા કોળી, ભીલ વગેરે હોય છે; તે પણ સામાન્યતઃ અનિર્વાહ ને લીધેજ ચોરી થાય છે. એ-

રને ચોરી પચવાથી આહ્લાદ થાય છે; પરંતુ તેનું મન તેને હમેશાં ખાય છે, અને પેટનો ખાડો ભરવા સારૂ કરેલી ચોરી વિષે તેના મનમાં ખોટું લાગેછે. આહ્લાદ અને ક્લેશ પરાવલંબીછે. તેમની પેલી તરફ આગળ રહેલું સુખ દુઃખ (આત્માનું) જૂદું જ છે. અને તે વિજ્ઞાનમય છે. એક મનુષ્યનો આત્મા સુખાત્મા થયો, વિજ્ઞાનમય કોશની વૃદ્ધિ થઈ, એટલે તે મનુષ્ય ભલે કે રાજા ન હોય કે અધિકારી ન હોય તોપણ, લોકો તેનાથી વધારે ડરે છે. વ્યભિચારિણી સ્ત્રીને એક પતિવ્રતા સ્ત્રી પાસે જતાં જે દુઃખ થાય છે, તે વિજ્ઞાનમય કોશની તેનામાં જાગૃતિ થાય છે તેથીજ. પાપી—દુરાચારી મનુષ્ય પડોસના સચ્ચરિત્રી મનુષ્ય પાસે જતાં ડરે છે, તેનુ કારણ પણ તેજ છે; તેને કાંઇ શારીરિક ક્લેશ થાય છે, એમ નથી. વિજ્ઞાનની વૃદ્ધિ થાય, તન્મય સુખ વધે, એવી યોજના આ સૃષ્ટિમાં છે. માટેજ તુકારામ મહારાજે,

ऐसें भाग्य कई लाहाता होइन ।

अवघें देखें जन ब्रह्मरुप ॥

એમ કહેલું છે. બ્રહ્મરૂપ એટલે વિજ્ઞાનરૂપ. આફ્રિકા ખંડમાંના ઉજ્જડ રેતાળ પ્રદેશમાં પાણીનો ઝરો અથવા ભીનાશ નજરે પડતાં જેમ પ્રવાસીને અત્યાનંદ થાય છે, તેમ આપણામાંના દરેકને આપણી સ્મરણ શક્તિના રેતાળ પ્રદેશમાં નિર્ઝર અને ઝાડપાનવાળા સત્સંગરૂપ સુખકર પ્રસંગનો અનુભવ ક્યારેક ક્યારેક થાય છે. સદૈવ વિજ્ઞાનમય કોશની વૃદ્ધિ થાય, તેજ ઉદ્દેશથી સૃષ્ટિમાં ગંભીર, સૌંદર્ય, શાન્તતા વગેરે યોજનાઓ પરમેશ્વરે કરી છે. વિજ્ઞાનના વિકાસના પ્રમાણમાં અધિકાર વધે છે, અને આપણું સુખ વધે તથા દુઃખનો નાશ થાય એવી યોજનાની સાક્ષી દરેક સ્થળે મળે છે. આપણું દુર્ભાગ્ય છે કે, આપણે આપણી આંખે અંધારી બાંધી લઇએ છીએ. પાછલા વ્યાખ્યાનની પુષ્ટિ માટે આજ આ વિજ્ઞાનની વિષય મેં આપની સમક્ષ રજુ કર્યો છે. તો દરેક પોતાનામાં વિજ્ઞાનમય કોશની વૃદ્ધિ થાય છે કે કેમ, તે વિષે વિવેચન કરતા રહેવું. એવી મારી આપ સર્વને વિનંતિ છે.

વેઠ રૂપે થતી ભક્તિની નિષ્ફળતા.

तळमळी चित्त दर्शनाची आशा ।
बहु जगदाशी करुणा केली. ॥ १ ॥
वचनींच संत पावले स्वरुप ।
माझें नेदी पाप यो ग येऊं. ॥ २ ॥
वेठीऐसा करीं भक्तिवेवसाव ।
न पवेचि जीव समाधान. ॥ ३ ॥
तुका म्हणे कई देसील विसांवा ।
देवराया धांवा घेतें मन. ॥ ४ ॥

તુકારામ મહારાજના આ અભંગનો મર્મ બીજા અને ત્રીજા ચરણમાં છે. "હે પરમેશ્વર, પહેલા સાધુ સંત તારૂં નામોચ્ચારણ કરીને સ્વરૂપ પ્રામ્યા, ત્વદ્રૂપ થયા, પરંતુ તેના યોગ આવવામાં મારૂં પાપ આડું આવે છે," એમ બીજા ચરણમાં કહેલું છે. જેને આવા પ્રસંગો આવતા નથી અને પરમાત્માના દર્શન માટે પાપ આડું આવે છે, એવી પ્રતીતિ જેવી થતી નથી, તે ધર્મમાર્ગના ખરો અધિકારીજ નથી. ઐહિક વ્યવહારમાં આપણે કોઇપણ ઉદ્યોગ કરીએ, ને તેનું ફળ ધાર્યા પ્રમાણે ન મળે તો ઇશ્વરનો અથવા ભાગ્યનો દોષ કહાડવાની સાધારણ પ્રવૃત્તિ આપણામાં હોય છે; મનનો પોતાનો દોષ કહાડવાની વૃત્તિ ઘણું કરીને હોતી નથી. સંસાર પ્રમાણે પરમેશ્વર પ્રાપ્તિના માર્ગે પડેલાઓની સ્થિતિ પણ આવીજ હોય છે. આપણે ભૂલ કરીએ છીએ માટે ફલ પ્રાપ્ત થતી નથી, એમ મનને સાધારણ રીતે લાગતું નથી. પરમેશ્વરના દર્શનની ઉત્કંઠા છે. પણ ભેટ થવાનો યોગ આવતો નથી, એવી વિવંચનામાં પડેલા, તે વખતે તુકારામ મહારાજે ઉપરના અભંગ કર્યા છે. આપણે આજ જે સંબંધે વિશેષે કરીને વિચાર કરવાનો છે તે ભાગ ત્રીજા ચરણમાં છે. તે એ કે, ભક્તિ વેઠરૂપે કરવાથી મનને જેવી જોઇએ તેવી શાન્તિ થતા નથી. શહેરના જૂના અનુભવી અને ગામડાના

લોમ "વેઠ" એટલે શું તે સારી રીતે જાણે છે. ગરીબગરબા લોકને મજુરી બદલ-કાંઇપણ ન આપતાં પોતાના દોલત અથવા અધિકારના બળથી તેમની પાસે કામ કરાવવું તેને "વેઠ" કહે છે. વેઠ કરાવવાનો હક્ક શ્રીમંત લોકોને અને વિશેષે કરીને સરકારી નોકરોને હોય છે તેમને સુખનાં સાધનો અધિક સુલભ થવા સારૂ ગરીબગરબા પાસે તેમ મહેનત કરાવવા તેમને અત્યંત બનાવી દીન જે જુલમ ગુજર ામાં આવે છે તેનું નામ "વેઠ." અર્થાત્ ખુશીના જોર જુલમથી પણ કામ કરાવવું. આ પ્રમાણે વેઠે થતાં કામ કદીપણ સારી રીતે થવાનાંજ નહિ. માથે બે મણનો બોજો ઉચકે, પરશેવાનાં ટીપાં પડે તેવી મજુરી કરે, અને તેના બદલો તો ન મળે; તો પછી તે કરનારને સમાધાન શાન્તિ શી રીતે થાય? લોકવ્યવહારમાં વેઠ અનેક પ્રકારની થઈ શકે છે; પણ ભક્તિ-વ્યવસાય વેઠે શી રીતે થઇ શકશે આ શંકા સાધારણ રીતે ઉત્પન્ન થાય છે. શ્રીમત્ અથવા સત્તાધારી એ ગરીબ ઉપર કામગીરીનો બોજો નાંખે એ સંભવે છે, અને તે પ્રમાણે હમેશાં થાય પણ છે; પરંતુ તે પ્રમાણે પરમેશ્વરની ભક્તિ કરવાની બાબતમાં થવું શું શક્ય છે? હા, શક્ય છે. અને તેમ હમેશાં થાય પણ છે. ભક્તિવ્યવસાયમાં પણ વેઠ છે; માત્ર એટલુંજ કે તે આપણી ઉપર પરમેશ્વર લાદતો નથી; પણ તે આપણે પોતે આપણી ઉપર લાદી લઇએ છીએ આવા પ્રકારના ભક્તિવ્યવસાયથી યોગ્ય ફલપ્રાપ્તિ થતી નથી; અને આપણી ગતિ ઉન્નત કે અવનત થાય છે તે સમજવાની નિશાની પણ મળતી નથી. વેઠ સાપેક્ષ છે; ગરીબ, શ્રીમંત, સમર્થ, દુર્બલ એવા પરસ્પર વિરુદ્ધ સ્થિતિના લોકોનો કામકાજ પરત્વે સંબંધ થવાથી વેઠનું કારણ મળે છે. તેમ છતાં 'वच-नीच संत पावले स्वरूप. माझें नेदी पाप योगा देऊं. શુક, નારદ સનક, સનંદન, વગેરે ભક્તો તારા નામના સંકીર્તનવડે તારા સ્વરૂપને પામ્યા છે, પરંતુ મારૂં પાપ આડું આવવાથી મને તે પ્રાપ્ત થતી નથી. આમ શાથી થાય છે, એ શંકા મનમાં આવતાં જે ભક્તિ હું કરૂં છું તે વેઠ પ્રમાણે તો થતી નથી? તમારી પૂજા, અર્ચા ભજન, અને નામસંકીર્તન એમાં વેઠના જેવું તો થતું નહિ હોય ને?" એવા વિ-

આરમાં તુકારામ મહારાજ પણ છે. આવી સ્થિતમાં હોઈએ તો મનમાં સ્થૈર્ય, ધૈર્ય આવવું જોઇએ; ઉદ્યોગ થવો જોઇએ; પરંતુ તેમ થતું નથી. આપણે પરમેશ્વરના ભક્ત કરીએ છીએ, તો પછી પાપને માટે ચિત્તમાં જગો રહેજ કયાં? આવી શંકાઓ માત્ર આપણને થાય છે. આ બાબતમાં એકે બીજાને કહેવાનું કામ નથી; પણ દરેકે પોત પોતાના મન સાથે વિચાર કરવો જોઇએ. ધર્મ સંબંધી આપણે જે આચરણ કરીએ છીએ—આપણે જે ભજન પૂજન વગેરે કરીએ છીએ—તે કોઇ બીજાનું કામ નથી, પણ તે તો આપણું પોતાનું જ છે, એમ સમજી ચાલીએ છીએ કે કેમ, તે વિષે આપણું મન સાક્ષી કેવી આપે છે, તે દરેક મનુષ્યે જોવું જોઇએ. આ વિચાર કરતાં, પરમેશ્વર અભિન્ન છે, તે આપણા ઉપર કોઈ પણ પ્રકારની વેઠ નાખતો નથી, તે લક્ષમાં રાખવાની આવશ્યકતા છે. કોઈ કામ મન બગાડીને કેવળ નિરૂપાયે કરવું, અને તેજ કામ ઉત્સાહથી કરવું એમાં ઘણો તફાવત છે, એ દરેકના અનુભવની વાત છે. જૂદી જૂદી ઇન્દ્રિયોના વ્યવહાર એક પ્રકારના હોય, અને મનની પ્રવૃત્તિ બીજા પ્રકારની હોય, તેવી સ્થિતમાં થતુ કામ કેટલેક અંશે વેઠજ કહેવાશે. હાથમાં માળા લઇને જપ કરવામાં કાંઇ ખાસ અડચણ નથી, અને ટેવ પડવા માટે માળા નિરુપયોગી છે, એમ પણ નથી; પરંતુ મનની દોડ બીજી તરફ હોય અને માત્ર અમસ્તા માળાના મણકા ફેરવ્યા કરવા, એ તો કેવળ વેઠજ કહેવાય. કર્મમાર્ગમાં આ વેઠનો ભક્તિવ્યવસાય નિત્ય દૃષ્ટિગોચર થાય છે. વ્રત, અનુષ્ઠાન, વગેરેની ખટપટમાં ન પડનારા આપણામાં પણ વિદ્ધિનો જે ભાગ છે, તેમાં વેઠ થઇ શકે છે પરમેશ્વર કાઇ પણ પ્રકારે આપણા માથા ઉપર પથરો મૂકતો નથી, એમ સમજીને માથે ધારેલી કાંઈ પણ બાબત ઉત્સાહ અને મનોભાવથી કરવાથી જ તે ફલપ્રદ થાય છે. વસ્તુસ્થિતિ આવી છે, છતાં અનેક વખતે એમ બને છે કે, શુષ્ક બાહ્ય ક્રિયાનેજ અત્યંત પ્રાધાન્ય આપવામાં આવે છે, અને તેમાં મન સંલગ્ન છે કે નહિ, તે વાત બાજૂએજ રહે છે. આવી સ્થિતિ હોય

લાથી મનને સમાધાન થતું નથી અને અન્ય પ્રકારના દોષો ઉદ્ભવે છે. વિધિવધાનનો અને ક્રિયાકલાપનો મૂળ ઉદ્દેશ આત્માને વલણ આપવાનો છે શું ઇન્દ્રિયોને કે શું મનને નિબંધ જોઇએ, તે સિવાય તે સુમાંર્ગે ચાલતાં નથી, એ ખરૂં છે પરંતુ, અન્ય સાધારણ બાબતો પ્રમાણે ધર્મની બાબતમાં કરેલા વ્યવસાયમાં પણ મન એકનિષ્ઠ ન હોય તો કદાચ તેથી ઇન્દ્રિયોને અને શરીરને વલણ મળશે: પણ પરમેશ્વર પ્રત્યે તલ્લીનતા ઉત્પન્ન થવી જોઇએ તે થતી નહિ હોવાથી તે વ્યવસાય નિષ્ફળ થાય છે. વેઠ રૂપે, અને મનોભાવથી—ઉત્સાહપૂર્વક થતા ભક્તિવ્યવસાયથી મન ઉપર જે સંસ્કારો થાય છે તેમાં મોટું અંતર હોય છે. આવા પ્રકારના જડ ભક્તિવ્યવસાયને એકદમ છોડી દો, એમ કહેવાનો હેતુ નથી; અને તે કહેવું એ અન્યથા છે પણ તેથી પાપ માટે તુચ્છકાર અને સદાચરણ માટે પ્રીતિ ઉત્પન્ન થવાનો સંભવ બિલકુલ નથી. કોઇ પણ કામ બળ જબરાઇથી કરવું પડે, અને તેમાં સ્વતઃનું હિત છે, અથવા તે આપણું કર્તવ્ય છે એમ સમજાઇને તે અન્તઃકરણપૂર્વક ન થાય, તો તેમાં કામ કરાવનાર ધણીનું સારાપણું અથવા કડવાપણું, એનો ફરક જણાઇ આવે છે. આ ફરક એજ કે ધણી સારો હોય તો તે પેટ ભરીને જમાડે છે, અને તેજ જો ખરાબ હોય તો અપશબ્દો કહીને અર્ધા ભૂખ્યા અથવા બિલકુલ ખાવા દીધા વિના કાઢી મૂકે છે; પણ વેઠ તો રહેછેજ મનુષ્ય એક કામ કરે, પણ તેમાં તેનુ મન લાગતું ન હોય તો તે જેવું થવું જોઇએ તેવું થતું નથી: અને તેમ થવા અર્થ પણ હોતો નથી. ધર્મ સંબંધી બાબતમાં પણ કોઇ ક્રિયા કરતાં કરતાં ન વેઠ પ્રમાણે કરવાની સાધારણ પ્રવૃત્તિ હોય છે. સારી ટેવો પડે એ અત્યંત ઇષ્ટ છે; આપણામાં દુર્બળતા કેટલી છે તે વિષે વિચાર કરીએ તો, સારી ટેવો પાડવાની આવશ્યકતા ઓછી છે, એમ લાગતું નથી; પણ ટેવને લીધે કામો વેઠ પ્રમાણે થાય છે; મનની સ્ફુર્તિથી થાય તેમ થતાં નથી. આપણે યોજેલા ઉપાયો અને નિબંધોથી અમુક પ્રકારની ટેવો પડે છે, અને તે પડવાની જરૂર પણ છે; પરંતુ મોટી અડચણ એ છે કે, કે-

વળ ટેવથી કોઇપણ બાબત કાય એટલે તેને વેઠનું રૂપ આવવાનું. સારી ટેવો અને અભ્યાસનું મહત્ત્વ અન્ય બાબતો પ્રમાણે ધર્મ માર્ગમાં પણ બિલકુલ નથી એમ નથી, પણ સંસ્કારનું મહત્ત્વ અધિક છે, અને તે જાગૃત રહે તેમ કરવું જોઇએ. ધાર્મિક બાબતોમાં તલ્લીનતાથી થનારી ફળપ્રાપ્તિ કાંઇ અલૌકિક છે એ બાબતો થતી હોય ત્યારે મન ઉપર શું અને કેવો સંસ્કાર થાય છે તે તરફ વિશેષ લક્ષ આપવું જોઇએ. હવે અશાડી અગીઆરશ નજીક આવી છે તેથી ચોતરફ પંઢરપુર જનારા વારકરીઓનુંજ દૃષ્ટાંત આપણે લઇએ. તેમાં ઘણા વારીનો નિયમ કર્યો માટે ફક્ત વારી કરનારા છે; પરંતુ કેટલાક વારી કરતા છતાં તેજ સમયે વેપારરોજગાર કરનારા હોય છે. તથાપિ વેપાર કરનારા વારકરીઓને ફળપ્રાપ્તિ કમી થાય છે અથવા બિલકુલ થતી નથી, એવું અનુમાન કરવું એ બરોબર નથી. સાધક સ્થિતિમાંના વિચારો લોકહેતને પ્રાધાન્ય આપતા નથી; તેમની દૃષ્ટિ આગળ, મન ઉપર થતા સંસ્કારનું મહત્ત્વ વિશેષ હોય છે. અશુદ્ધ માર્ગે જનાર પણ સસ્કાર ઉપર લક્ષ આપનાર હોય તો તેને ફળપ્રાપ્તિ અધિક થાય છે આ સંબંધમાં, પ્લેગ જેવા જે ભયંકર વ્યાધિએ અહીં તેમજ બીજે સ્થળે લોકોને. ઘરબાર છોડાવીને તેમની પાયમાલી કરી નાખી છે, અને કોઈ કોઇનો ભાવ પૂછતું નથી: તેનો ધર્મદૃષ્ટિથી વિચાર કરીએ તો, આવા દુર્ધર પ્રસંગમાં અલ્પાંશ પણ આપણા હિતનો છે, અને મન ઉપર સુસંસ્કાર થાય માટે આપણે તેનો ઉપયોગ કરવો જોઇએ, એમ આપણને લાગે છે સારાંશ, આ અભંગ ઉપરથી મુખ્ય ઉપદેશ એ વાનો, કે, બીજી બાબતે પ્રમાણે ધર્મમાર્ગમા સારી ટેવની જરૂર નથી, એમ નથી; પરંતુ તેને સસ્કારના ઉચ્ચ સ્થાને બેસારવી યોગ્ય નથી ટેવનો ઉપયોગ હોય તો પણ તેનું માન, તેનો અધિકાર સસ્કારના કરતાં કમીજ છે, અને સંસ્કારની મહત્તા ઓછી કરે એવી ટેવ પડે એ કામનું પણ નથી. ભક્તિવ્યવસાય અને ભજન પૂજનની ખટપટ એને વેઠનું સ્વરૂપ આપશો તો મનને શાન્તિ–સમાધાન–થાય નહિ, અને પરમેશ્વરદર્શનનો લાભ ન થતાં વેઠરૂપે કરેલી ભક્તિ માત્ર નિષ્ફળ નીવડશે.

## આપણું સંચિત ન ગમવું.

---

आह्मांसी आपुले नावडे संचित ।
चरफडी चित्त कळवळ्यानें ॥ १ ॥
न कळतां जाला खोळंब मारगा ।
जगीं आलों जगा बहुरूपीं ॥ २ ॥
कळों आलें बरें उघडले डोळे ।
कर्णधार मिळे तारि बरें ॥ ३ ॥
तुका ह्मणे व्हाल ऐकत करुणा ।
तरी नारायणा उडी घाला ॥ ४ ॥

તુકારામ બાવા કહે છે કે, અમને અમારૂં સંચિત ગમતું નથી. વારૂ, સંચિત ગમતું ન હશે, તો તેનું શું ? સંચિત ગમતું નથી એટલાથી જ બસ થતું નથી. પરંતુ તુકારામ બાવા કહે છે કે અમારૂં મન વ્યાકુળ થાય છે; શાથી ? તો અંતઃકરણના ઉભરાથી. આ તુકોબાનાં અભંગમાંનું વાક્ય સ્વાનુભવથી સરખાવી જોઇ, તેનો પ્રત્યેકે પોતાના સંબંધમાં વિચાર કરવો જોઇએ. અભંગના શબ્દોમાં કાઠિણ્ય નથી; અનુભવમાં પ્રકાર કેવો છે તેની પ્રતીતિ દરેકે જોવી. વ્યવસાયાત્મિકા બુદ્ધિ નષ્ટ થઇને આપણામાં રહેતા બજારના કાલ્પનિક ભેદ દૂર થાય એ હેતુથી આપણે આ સ્થળે બેઠાં છિયે; તો આપણું સંચિત આપણને અણગમતું થઇ, દુઃસહ થયું છે કે શું, તથા હવા બંધ થવાથી જેમ બેચેની પ્રાપ્ત થાય છે તેમ જીવાત્માને ગભરાટ થવા માંડયો હોય એવો અનુભવ કોઈ દિવસનો છે કે કેમ, એનો વિચાર કરવો જોઇએ. વસ્તુસ્થિતિ જોઇશું, તો આપણામાંથી કોઇને સંચિત અણગમતું જ થતું નથી, તો પછી વ્યાકુળ થવું તો દૂર જ રહ્યું. આ સંબંધમાં અર્જુને શ્રી કૃષ્ણને ઘણો માર્મિક પ્રશ્ન કર્યો છે. તે એ છે કે, જનાવરને કસાઇ જેમ ખેંચીને લઇ જાય છે, તેમ મનુષ્ય પરવશતામાં કેમ દોરાય છે.

આનું કારણુ એટલું જ છે કે સામાન્ય રીતે મનુષ્યને સંચિત અણુગમતું થતું નથી. એટલું જ નહીં, પણ તેનો કશો ભાર પણ લાગતો નથી.

આવી સ્થિતિ છે ત્યાં સુધી યથાર્થતા નથી. દરેકે આ અભિમાનની ગાંસડી બાંધી રાખી છે અને તે વિષે તે ગુમાનમાં રહે છે. ચાલવાની જોવાની તેમ જ પેહેરવાની ઢબ પરથી તથા બોલવાના રોફપરથી માણસોમાં ભેદ જોવામાં આવે છે, એ વાત જૂદી છે. પરંતુ કોઇને પોતાનું જ્ઞાન, કોઇને પોતાનું બલ, કોઇને પોતાની શાંતિ, કોઇને પોતાનું ઔદાર્ય, કોઇને પોતાનું સ્વરૂપ, તો કોઇને તેની કુટુંબ વત્સલતા, એ વગેરે ગુણો વિષે અભિમાન છતાં તેમની લોકોમાં ચાહના નથી એમ લાગે છે; લોકોને મારામાંના ગુણ દેખાતા જ નથી, એવા ગાંસડા તથા ભાર હરકોઇ ઉપાડયા કરે છે. મનની આવી સ્થિતિ થાય ત્યારે એ ભાર આપણુને દબાવી નાંખે છે. એવી રીતે આપણે મનની બેડિયો ધારણ કર્યા છતાં આપણુને માત્ર તેનું જ્ઞાન થતું નથી અને આપણા હાથ પગ સ્વૈરગતિક્ષમ છે એવી જ ગફલતની દશામાં રહીએ છીએ. આ ભારી બોડયો પરચક્રનું અથવા પરસ્થ હકૂમતનું પરિણામ નથી, પરંતુ તે તો આપણે પોતે જ ઠોકી બેસાડેલી છે; તેથી આપણે પાશરહિત તદન નિઃશૃંખલ છીએ એવો ભાસ થાય છે આ મિથ્યાભાસને જ વેદાંતીઓ આવદ્યા અથવા માયા નામથી ઓળખે છે. સ્થિતિ અન્ય પ્રકારની છતાં વિપરીત વાત ખરી લાગે, એ જ માયા. અનેક પ્રાસંગિક કારણોથી જે બુદ્ધિ, જે તીખાપણું, જે બલ, જે વિદ્યા ઇત્યાદિ પ્રાપ્ત થએલાં હોય છે તેમનો જે ભાર હું વહ્યા કરૂં છું, તે સંચિત. હું બાદશાહ, હું સંસ્થાનિક, હું જાગીરદાર, હું અમેરિકન, હું યુરોપિયન, હું ધનાઢ્ય એવો જે બોજ–ભાર–ઉત્પન્ન થાય છે તે આપણે આપણી કૃતિથી પ્રાપ્ત કરેલો હોતો નથી; તે બાપદાદાઓ પાસેથી પ્રમાણતઃ આવેલો હોય છે; અને પેઢીઓના પ્રમાણમાં એ ભાર વધતો જાય છે. આમાંથી એકાદ બાબત સ્વસંપાદિત હોય, તો પણ તે કેવલ આપણી જ કૃતિનું પરિણામ હોતી નથી. તેને અનુકૂલ એવી જે ઘણી વાતો બની તેમનાપર તેનું અવલંબન હોય છે. આ સર્વ પ્રકાર સંચિતના છે. પરંતુ અભિમાનથી આપણે તેનો ભાર સહીએ છીએ. સ્વકૃતિથી અથવા ક્રિયમાણથી તેમને પ્રાપ્ત કરીને પછી

તેમનું અભિમાન ધરાવે તો ખેર; પરંતુ તેમ ન છતાં, જાગૃતિમાં તો શું, પણ રાત્રે સુઇએ ત્યારે પણ તેનો ભાર વહ્યાં કરીએ છીએ; અને તેથી મનમાં એક બીજાના સંબંધમાં દ્વેષબુદ્ધિ વાસ કરે છે. વસ્તુતઃ આ સંચિત ગમવું ન જોઇએ, એટલું જ નહીં પરંતુ તેના સંબંધમાં શરીરનો દાહ થવો જોઇએ. પરંતુ વિપરીત પરિણામ આ થાય છે કે એ સંચિતને આપણે પંપાળીએ તથા ખવડાવીએ છીએ. તુકોબાનું સંચિત તેમને કેમ અણગમતું થયું, તેનાથી તેમને ત્રાસ કેમ થવા લાગ્યો તથા તમઅમને તેમ કેમ લાગતું નથી, એનો વિચાર પ્રત્યેકે અવશ્ય કરવો. એવું કર્યા પછી કેટલાંક જાણી જશે અને કેટલાંક નહીં સમઝી શકશે. એટલું જ કે જે સમઝે તે ભાગ્યવાન ગણવો. ગમે તેટલાં સુખનાં સાધનો હોય, કેટલો એ પુરુષાર્થ હોય, તો એ, આ સંચિતના યોગે શી સ્થિતિ થાય છે તેનું '**माझ्या कनवाळू क्षमानिधि**' એ મરાઠી પદમાંની '**जाणुनि आर्धी करितां अनुचित तें, काय असें मज होतें**' તથા '**विचार करूनीही निश्चय, करितां स्थिर न होय**' એ બે કડિયોનાં પૂર્વાર્દ્ધમાં કવિએ ઘણી માર્મિક રીતે વર્ણન કરેલું છે. આમાં કહ્યા પ્રમાણે નિશ્ચય સ્થિર કેમ થતો નથી; નિયમ કેમ પાળ્યો જતો નથી; ઉન્નત સ્થિતિ પ્રાપ્ત કરવા જતાં પાછાં કેમ ખેંચાઇએ છીએ? આનું કારણ આ સંચિતનો ભાર આપણને એવાં સજ્જડ કરી દે છે કે આપણી કર્તૃત્વશક્તિ તદન જતી રહી સ્વતંત્રતા જાણે આપણી કદી ન્હોતી જ એવી પરતંત્રતા આવે છે અને સંચિતના આપણે દાસ બની તે કરાવે તે કરીએ છીએ. સંચિતના દાસ બની હાથે કરી આપણે પરસ્વાધીન થઇએ છીએ. આ પરવશતા પરસ્થ હકૂમત નીચે રહેવા કરતાં પણ દુઃસહ છે એ જાણી તુકારામ જેવા એ પોતાના સંચિતનો નાશ કર્યો, તેમ તમારાઅમારાથી થતું નથી. આ જ સાધુ પુરુષોમાં અને આપણામાં અંતર છે. સાધુસંતોને દેહધર્મ આપણા પ્રમાણે જ વળગેલા છે. તેમનામાંથી કોઇ મૃત મનુષ્યોને સજીવ કરે છે, કોઇ મસજીદો ઉઠાવે છે, કોઇ ભીંતોને ચલાવે છે એમ કહેવાય છે, એ તેમાં વિશેષ મોટાઈ છે એમ નથી. તેમનું વિશેષ લક્ષણ એ જ કે, આપણામાં જે નાના પ્રકારના સંદેહ અને ભ્રમ હોય છે; અને મિથ્યા સામર્થ્યની, જ્ઞાનની, અધિકારની તથા બલની કલ્પ-

નાઓ અને તેમનાથી પ્રગટ થતો ગુમાન યા ઘમંડ ઈત્યાદિ સર્વેને તેઓ નષ્ટ કરે છે. અને આવા અભિમાનથી કશી ફલપ્રાપ્તિ નથી, એટલું જ નહીં, પણ તેમાં દુષ્ટતા છે એમ જાણી તેમનું બળ કુંઠિત કરવા તેમના સતત પ્રયત્ન ચાલ્યા રહે છે; ઉલટ પક્ષે આપણે તેમને વધારે નિકટ લાવવા કોશિશ કરતાં રહિએ છીએ. આનો આપણને અનુભવ છે કે નહીં તેની પ્રતીતિ વ્યાક્તશઃ જોવી જોઇએ. તુકોબાએ કહ્યા પ્રમાણે
**"न कळतां आला खोळंबा मारगा। जगीं आलो जगा बहुरूपी॥"**
આપણા રસ્તામાં રોકાણ થયું છે કે નહીં તે જોવા જતાં આપણે સંચિતથી પરવશ થઇએ છીએ; ખરા આત્મસ્વરૂપના (પોતાપણાના) અંશનો ઉદય થવા દેતાં નથી; તેને સંચિતના અભિમાનથી દબાઇ જવા દઇએ છીએ, અને આપણી આસપાસ આ સંચિતનું 'વારૂળ' કીડીઓએ બનાવેલો માટી જેવો પદાર્થ—બનાવી તેમાં આપણે બેઠેલાં છીએ એમ જોવામાં આવશે. તેમ જ જગમાં બહુરૂપ ધારણ કરતો નથી એવો કોટ્યાવધિ મનુષ્યોમાં એક પણ બહુધા મળવો મુશ્કીલ. શ્રીમંત ન છતાં શ્રીમંતાઇનું ડોળ યા ભપકો, જ્ઞાન ન છતાં જ્ઞાનીપણાનું ગુમાન, અશુદ્ધ પાપી વર્તન છતાં પવિત્રતાનું અભિમાન, એવી રીતે બહુરૂપીપણું એક જ વખતે નહીં, તો આપણાં સર્વ ચરિત્રમાં હમેશાં દષ્ટિગોચર થાય છે. તેથી કરીને સ્વરૂપસિદ્ધિ થવા જે કાર્યભાગ જોઇએ તે કોરાણે રહી, નાટકમાંના ભાગ ભજવવા સારૂ જે વાસ્તવિક મિથ્યા છે તે સત્ય માની લેવા માત્ર આપણે તત્પર હોઇએ છીએ. ભગવત્પ્રાપ્તિમાં મુખ્ય રોકાણ અથવા પ્રતિબંધ કેવળ આ બહુરૂપીપણાનું જ હોય છે. એમ છતાં તુકારામ બાવાએ કહ્યું છે.

**कळों आलें बरें उघडले डोळे। कर्णधार मिळे तरी बरें॥**
**तुका ह्मणे व्हाल ऐकत करुणा। तरी नारायणा उडी घाला॥१**

એ પ્રમાણે આપણે લોકોને ઠગવા પ્રવૃત્ત હોઇએ છીએ, એટલું જ નહીં પણ આપણે ખુદ આજ સુધી ભ્રમમાં હતાં એમ સમજી, હે પરમેશ્વર કૂદી પડ–સહાય કર, (જેમકે બે મિત્ર જંગલમાંથી જતાં તેમાંનો એક નદીમાં તરવા ગયો, અથવા પાણીથી ભરેલા ઉંડા ખાડામાં પગ એકાએક જવાથી ડુબવા લાગે એટલે તે બીજાને "દોડ,

વહારે આવ" એમ આક્રાંત કરી કહે છે તે પ્રમાણે) એમ આક્રોશથી, વ્યાકુળ થઇને, અત્યંત નિષ્ઠાપૂર્વક આપણે કદી કહ્યું છે કે? આપણામાં જે જ્યોતિ, કલા, પરમેશ્વરનું પ્રતિબિંબ છે તે પરનું કાજળ નષ્ટ થઇ તેનો પ્રકાશ વધે તો જ નરજન્મ મળ્યાનું સાર્થક્ય; પણ તમે અમે કરીએ છીએ શું? તો આ જ્યોતિને ઢાંકી દઇ, તેને નિસ્તેજ કરી, તેનો તામસીપણાથી આપણે નાશ કરીએ છીએ અને અંધકારનું જ અભિમાન ધરાવીએ છીએ. કેવળ વાણીએ "ઈશ્વરા દોડ" કહ્યાથી કાર્ય સરતું નથી, એ ધ્યાનમાં રાખવું જોઇએ. જન્મનું ખરૂં સાફલ્ય, ખરૂં કલ્યાણ, એ તરફ દુર્લક્ષ થાય, ત્યાં સુધી વ્યવસાયમાં બળ અને સ્થિરતા હોતાં નથી. એવી જ્યાં સુધી સ્થિતિ રહે ત્યાં સુધી આપણને શાંતિ, પ્રસન્નતા, અધિકાર તથા સમાધાન પ્રાપ્ત થવાનાં નથી. મત શુદ્ધ હોવા જોઇએ; જ્ઞાન શુદ્ધ અને તેજસ્વી હોવું જોઇએ એ તો ઠીક છે; પરંતુ તે પરંપરાથી આવેલા સંચિતરૂપી ન હોતાં સ્વકીય હોવાં જોઇએ, તેમાં પોતાનું તેજ હોવું જોઇએ. તેજસ્વિતા નથી એમ નહીં, પરંતુ દીવો સારા પ્રકાશથી બળવા તરફ લક્ષ રહેતું નથી; અને પોતાના જ્ઞાનનું તેજ, પોતાનું પરાક્રમ, પોતાની કર્તૃત્વશક્તિ, વધારવાનો અને તેનો યોગ્ય રીતે ઉપયોગ કરવાનો પ્રયત્ન સતત નિશ્ચયથી કરીએ તો પૃથ્વીને સ્વર્ગપણું પ્રાપ્ત કરાવ્યા જેવું થશે. સાધારણ મનુષ્યમાં નવસો નવ્વાણું અંશ તમ અને એક અંશ તેજ હોય છે, આથી કરીને સંચિત સર્વથૈવ નષ્ટ થશે એમ કહેવાતું નથી, તો એ હરરોજ થોડુંઘણું ઘટે એતદર્થે પ્રયત્ન થવો જોઇએ. સંચિત ભિન્ન ભિન્ન હોય તો એ તેજ, જ્ઞાન એ એક જ સ્થળેથી આવેલાં છે, એ ધ્યાનમાં રાખી શિરોભાગે આપેલા તુકારામના અભંગનું વારંવાર મનન કરવું, એવી મારી હરેકને વિનંતિ છે.

---

## ઈશ્વરની પાસે મોક્ષની ગાંસડી નથી.

---

नाहीं देवापाशीं मोक्षाचें गांठोळें ।
आणूनि निराळे द्यावें हातीं ॥ १ ॥
इंद्रियांचा जय साधूनियां मन ।
निर्विषय कारण असें तेथें ॥ २ ॥
उपास पारणीं अक्षरांची आटी ।
सत्कर्मी शेवटीं असे फळ ॥ ३ ॥
आदरें संकल्प वारीं अतिशय ।
सहज तें काय दुःख जाण ॥ ४ ॥
स्वप्नींच्या घायें विवळसी वांयां ।
रडें रडातियासवें मिथ्या ॥ ५ ॥
तुका ह्मणे फळ आहे मूळापाशीं ।
शरण देवासीं जाय वेगीं ॥ ६ ॥

---

घोंटवीन लाळ ब्रह्मज्ञान्या हातीं ।
मुक्तां आत्मस्थिति सांडवीन ॥ १ ॥
ब्रह्मभूत काय होतसे कीर्तनीं ।
भाग्य तरी ऋणी देवा ऐसा ॥ २ ॥
तीर्थभ्रामकासी आणीन आळस ।
कडू स्वर्गवास करिन भोग ॥ ३ ॥
सांडवीन तपोनिधा अभिमान ।
यज्ञ आणि दान लाजवीन ॥ ४ ॥

भक्तिभाग्य प्रेमा साधीन पुरुषार्थ ।
ब्रह्मींचा जो अर्थ निज ठेवा ॥ ५ ॥
धन्य म्हणवीन येह लोकीं लोकां ।
भाग्य आह्मीं तुका देखियेला ॥ ६ ॥

---

તુકારામ બાવાએ, બીજા તેમના હજારો અભંગ છે તે રચ્યા ન હોત, તો એ આ બે અભંગથી તેમની સત્કીર્તિ વધી હોત, અને તેમના આપણા લોકોપર ઘણા ઉપકાર થાત. આજે પહેલા અભંગનાં ત્રણ ચરણોનો બીજા અભંગને મદદમાં લઇ વિચાર કરવાનો છે.તીર્થયાત્રા, યજ્ઞયાગ, તપ અને દાનધર્મ કરી સ્વર્ગવાસ પ્રાપ્ત કરી લેવાની જેમને ઉત્કટ ઇચ્છા હોય છે, તેમના મનમાં સ્વર્ગવાસ અને ત્યાંના ભોગો વિષે વિરસતા પ્રાપ્ત કરાવીશ, અને તેમની પાસેથી તેમ જ બ્રહ્મરૂપ થવાની કોશીશ કરતા બ્રહ્મજ્ઞાનીઓ પાસેથી તેમનો જન્મ વ્યર્થ ગયો એમ કેહેવડાવીશ, એવી બીજા અભંગમાં તુકારામ બાવાએ પ્રતિજ્ઞા કરી છે. આનો સંબંધ જન્મોત્તર સ્થિતિવિષે આપણા દેશમાં જે બે કલ્પનાઓ છે તેમની સાથે છે. એક કલ્પનાં સ્વર્ગવાસની અને બીજી આત્મસ્થિતિની અથવા મુક્તિની. આ બીજી કલ્પના જ્ઞાનમાર્ગીઓની છે. તેમનું મત એવું છે કે આત્મા નિત્ય, બુદ્ધ, શુદ્ધ અને મુક્ત છે. આપણી સહજ સ્થિતિ જ્ઞાનની, મુક્તતાની અને શુદ્ધતાની છતાં અજ્ઞાન, અવિદ્યા ઇત્યાદિ અનેક અડચણો (પ્રતિબંધો)ને લીધે આપણે તેને ભૂલી જઇએ છીએ. આ સહજ સ્થિતિ અથવા આત્મસ્થિતિ ફરી પ્રાપ્ત થવાથી મનુષ્ય મુકત થાય છે. એટલે પોતાના પરમાત્મતત્ત્વનો તેને અનુભવ થાય છે. બીજા લોકોમાં આ વિચાર નથી અને આવી કલ્પના પણ નથી આ જ્ઞાનમાર્ગનું અવલંબન કરી જેઓ પાર ઉતરી ગયા છે, તેમની પાસેથી અમે ભૂલ્યા, આનો (આ માર્ગનો) ત્યાગ કર્યો હોત તો સારૂં થાત એમ કહેવડાવીશ, એમ તુકોબાએ કહ્યું છે. સ્વર્ગવાસની કલ્પના આવી છે કે જપ, તપ, તીર્થ, યાત્રા, દાન, ધર્મ, પુરશ્ચરણો વગેરે આ મૃત્યુલોકમાં કર્યાં હોય તો અહીં યાતના, કલેશ, દૈન્ય,

માપ એ બધાંથી છુટી, નાના પ્રકારના સુખભોગ જ્યાં મળે છે એવા લોકમાં અથવા વસતિસ્થાનમાં મનુષ્ય મરણોત્તર જાય છે. આ જ કલ્પનાનો પ્રચાર વધારે છે. આ બે માર્ગોથી જૂદો તૃતીય પંથ કાઢવો હોય તો તુકારામ બાવા જેવો જેમનો અધિકાર, જેમની યોગ્યતા તે-મણે જ આ કાર્ય કરવું જોઇએ. મોક્ષ વિષે સાધારણ લોકોની કલ્પનાને અનુલક્ષી, મોક્ષ નામની એક જુદી દ્રવ્યની ગાંસડી છે અને કંઇ પણ પસંદ પડતો બદલો લઇ ઇશ્વર પેલી પોતાની પાસે સંભાળથી રાખેલી મોક્ષની ગાંસડી આપી દે છે, અથવા માણસ પાસેથી ઇશ્વરને કોઇપણ પ્રકારનો બદલો મળ્યાથી તેમનાં ખોળામાં નાંખવાનું માપ તે મોક્ષ એમ માનવું કેવળ ભ્રમાત્મક છે; એમ કહી બીજા ચરણમાં મોક્ષનું ખરૂં સ્વરૂપ, એટલે ઇંદ્રિયોપર આપણે અમલ બેસાડી, તેમને સર્વ રીતે આપણાં કબ્જામાં રાખી મન નિર્વિષય અથવા નિર્વાસન કરવું એ જ છે, એમ કહ્યું છે, પહેલા અભંગના ત્રીજા ચરણમાં ઉપોષણ, પારણાં તથા વિદ્યા, જ્ઞાન સંપાદન કરવાના પ્રયત્ન એ જે અનુક્રમે કર્મમાર્ગી-ઓનાં અને જ્ઞાનમાર્ગીઓનાં સાધનો, તેમને ઉદ્દેશી પરિણામે સત્કર્મ-થી જ ખરા સ્વહિતનું સાધન થાય છે, એવો ઉપદેશ તુકારામ બાવાએ કર્યો છે. અપવાસ, પારણાં, યોગસાધન, જ્ઞાનપ્રાપ્તિ આ સર્વથૈવ નિરુપયોગી છે, તેમની પ્રાપ્ત્યર્થ જરાએ પ્રયત્ન ન કરવો, તેમને બ-ધાંએ ત્યાજ્ય જાણી છોડી દેવાં એમ કેહેવાનો અભિપ્રાય નથી; પરંતુ તેમના યોગે સત્કર્મ તરફ પ્રવૃત્તિ થતી હોય તો જ તેમાં હાંસલ છે એ નિરંતર મનમાં રાખી, ભલે તેમનો સ્વીકાર કરવો. સરકારની ઇમાને-ઇતબારે નોકરી કર્યાથી અથવા ખાસ કામગિરી બજાવ્યાથી તેનો બ-દલો જાગીર, પાલખી, ખીતાબ વગેરેના રૂપમાં મળે છે; તેવી જ રીતે યજ્ઞયાગ, અપવાસ, પારણાં વગેરે કર્યાં હોય તો તેટલાથી જ ઇશ્વર ત-રથી મોક્ષ આપવામાં આવે છે, એ સમજ ભૂલભરી છે. મરણોત્તર પ્રાપ્ત થનારો મોક્ષ એ કોઇ વસ્તુ અથવા સ્થિતિ ન હોતાં તે આ જ જન્મમાં સ્વતઃ સાધ્ય કરી લેવાય એવો છે, એ જ તુકારામ બાવાને કેહેવાનું છે. સર્વદા સત્ય સંકલ્પ અને સુવિચાર મનમાં ઉત્પન્ન થવા અને વિકલ્પ અને કુવાસનાઓને તેમાં ઘુસવાનો અવસર ન મળવો, તેમ જ સદાચરણ વિષેનો દૃઢ નિશ્ચય ઢીલો થવા ન દેવો અને સદુદ્યોગ

વિષેની તત્પરતા શિથિલ ન થવી એ જ મુક્તિનાં જૂદાં જૂદાં પ્રગતિ-યાં છે. પરમેશ્વરની જ્યોતિમાં આપણી જ્યોતિ શમાવવી, અથવા મરણોત્તર બીજા લોકમાં વાસ કરી, અપ્સરા કહો, પરી કહો એમની પ્રાપ્તિ સાધ્ય કરી લેવી, અથવા બીજાં શારીરિક સુખસાધનોનો ઉપભોગ લેવો, એ જ પુરુષાર્થ માની તદર્થે ઉપાય કરવા, એટલે પુરુષા-ર્થ પ્રાપ્ત થાય છે આ સમજણનો પ્રકાર ભૂલભરેલો છે એટલું જ નહીં, પણ તે હાનિકારક છે. સાધનોમાં દોષ છે, અથવા તે યથાર્થ નથી એમ કેહેવાની મતલબ નથી, પરંતુ ખરી સિદ્ધિ, ખરૂં ફળ આખરે સત્કર્મમાં જ છે, એ વાતની વિસ્મૃતિ થવી ન જોઇએ. સાધન-માં જ મનુષ્ય મશગુલ થાય એટલે સત્ય સંકલ્પનો અને સદાચરણ વિષેનો નિશ્ચય દૃઢતર થવાની આવશ્યકતા છે એનો ખ્યાલ રહેતો નથી અને નુકસાન થાય છે.

હવે, આ સંબંધે આપણા સમાજના શા વિચાર છે, એ પ્રશ્ન સહજ ઉપસ્થિત થવા જેવો છે; કારણ, સમાજમાં કર્મમાર્ગને મહત્ત્વ નથી, તેમ જ જ્ઞાનમાર્ગી જે ઉપાયોનું અવલંબન કરે છે, તેમનો પણ સ્વીકાર કર્યાનું જણાઈ આવતું નથી. આ પ્રશ્નનો ઉત્તર એ જ છે કે, મર્યાદા, નિગ્રહ, રીતસર ચાલચલણ, વ્યવસ્થા ઇત્યાદિ આચારવિચારમાં હોવાં જોઇએ. અને જ્ઞાનપ્રાપ્ત્યર્થે ગ્રંથપઠન થવું જોઇએ, એ આપણને કબુલ છે. તથાપિ મોક્ષ બીજે સ્થળે મળવાની વસ્તુ છે, અને તેની ગાંસડી ઇશ્વર પાસે છે એમ આપણે માનતા નથી. સન્માર્ગ તરફ અશૃંખલ પ્રવૃત્તિ હોવી અને અસદ્વિચારની સ્ફૂર્તિ મનમાં કદી ન થવી, એ જ આપણે મોક્ષ સમઝિયે છીએ. મોક્ષપ્રાપ્તિના માર્ગમાં જે સિદ્ધતા જોઇએ તે કર્મમાર્ગના ક્રયવિક્રયની તરેહથી થવી શક્ય નથી. બ્રહ્મજ્ઞાનીઓએ અવલંબન કરેલા માર્ગમાં અને સાધનોમાં જે દોષ છે તે આ કે, તેમાં નીરસતા છે અને તેથી ચિત્તવૃત્તિને ચિરકાળ રહેનારો આનંદ મળતો નથી. જ્ઞાનમાર્ગના અનુયાયીઓને સગુણોપાસનાનું મિશ્રણ કરવાની વ્યવસ્થા કરવી પડે છે તેનું કારણ. તે માર્ગમાં બતાવેલાં સાધનોથી તેમની સંતુપ્તતા થતી નથી, એવો તેમને પ્રત્યક્ષ મળેલો અનુભવ એ જ છે. ચિરસ્થાયી વૃત્તિ અને આનંદ

એ પ્રાપ્ત થવાં એવી ઇચ્છા છતાં તે મળતાં નથી. " **घोटवीन लाळ ब्रह्मज्ञान्या हातीं** " એવું જે તુકારામબાવાએ કહ્યું છે તે આ જ કારણથી. કોઇ પણ પદાર્થની અથવા સ્થિતિની આશા મનમાં છતાં તે તૃપ્ત ન થવી તેને મરાઠીમાં " **लाळ घोटणें** " કહે છે. આ વાત ધ્યાનમાં લીધાથી તુકારામબાવાના વચનનો અર્થ શો છે તે સ્પષ્ટ જણાય છે. " **मुक्तां आत्मस्थिति सांडवीन** " એમ કહ્યું છે તે આથી પણ ભયંકર છે. એનો મતલબ આ જ કે, બ્રહ્મરૂપ થવા કરતાં ભગવંતનું ગુણગાન, ભજન અને કીર્તન વગેરે કરવામાં અધિક આનંદ અને સમાધાન છે. સમાજના લોકો તુકારામબાવાના આ જ મતને મળતા છે. બ્રહ્માન્તર્ગત થઇ નષ્ટપ્રાય બનવું અથવા દેહાવસાનની પશ્ચાત્ અમુક સ્થાન પ્રત્યે જઇ વિશ્રાંતિ લેવી અને ભોગ ભોગવવાં એમાં જન્મનું સાફલ્ય છે એમ આપણો મત નથી. ચિંતા અને ચિત્તને વશ કરનારા અનેક વિકાર એ બેડીઓથી આપણે બદ્ધ છીએ; આથી કરીને જે આત્માનું સ્વરૂપ અનુભવવામાં આવે છે, તે શુદ્ધ, બુદ્ધ અને મુક્ત હોતું નથી. તોએ તમારા હમારામાં મુક્ત થવાની પાત્રતા નથી એમ નથી, વાંધો એટલો જ છે કે આપણા અને પૂર્વજોના સંસ્કારોથી આપણામાં દૈન્ય આવ્યું છે. પૂર્વજોના અનેક પ્રકારના સંસ્કાર આપણાં મન પર પરંપરા અને સાહચર્યને લીધે થાય છે અને આપણને સુખદુઃખ ભોગવવાં પડે છે. આ જ નિયમાનુસાર આપણા પરંપરાગત દૈન્યને લીધે આત્માના શુદ્ધ મંગલ ગુણોનો લોપ થએલો આપણા જોવામાં આવે છે. આત્માને પુનરપિ શુદ્ધ, બુદ્ધ અને મુક્ત એવું રૂપ પ્રાપ્ત થવા ઉપાય એ જ છે કે અંતઃકરણમાં ઇશ્વર વિષે પ્રેમ અને ભક્તિની વૃદ્ધિ થવી. પરમેશ્વરની પ્રેમપુરઃસર ભક્તિ કરવી એ જ ખરો પુરુષાર્થ; અને પ્રેમ અને ભક્તિભાવ વધવાથી આપણે કૃતકૃત્ય થઇશું. ઇશ્વર વિષે પ્રેમ અને ભક્તિ અંતઃકરણમાં વૃદ્ધિંગત થવાથી સત્કર્મ વિષે અઢળ રુચિ અને અસત્સંકલ્પ, અસદ્વચન, અને અસત્ય કૃતિપર અપ્રીતિ ઉત્પન્ન થવાની જ. દયામય દેવની યોજના એવી જ છે કે, કેવો એ અપરાધ હોય તોપણ અપરાધનું શાસન ભોગવ્યા પછી પાર જવાનું. શાસનને અંગે એવો કંઇ ગુણ છે કે, તેથી આપણાપર ઇશ્વરનો અનુગ્રહ છે એમ જણાઇ ધૈર્ય આવે અને પરિણામે મુક્તતા થાય.

સદ્‌ગુણોનું બીજારોપણ થવું અને તેમની સંવૃદ્ધિ થવી એ હેતુથી શાસન થાય છે, એવું આ ઇશ્વરનું રાજ્ય છે; આવું માનવામાં આપણા દેશના સર્વે ધર્મસંપ્રદાયોની એકવાક્યતા છે. અહીંનો એકંદર ધર્મપ્રવાહ એવો જ છે કે, એક જન્મમાં નહીં તો અન્ય જન્મે, તે નહીં તો તેના પછીના જન્મમાં ઉન્નતિ થવાની જ; અંદરનો ઉભરાવો ઉન્નતિ અને પ્રગતિ થવા તરફ જ હોય છે. લૌકિક વિષયમાં સામર્થ્ય અને આદત એમનો પરસ્પર સંબંધ હોય છે, તેવો જ ધર્મનો પણ પ્રકાર છે. કોઈ પણ આત્મા કદી નષ્ટપ્રાય ન થવો એવો ઇશ્વરી સંકેત છે અને તે તેમ નષ્ટ થતો પણ નથી. આત્માના સ્વતઃના ગુણોનો અનેક કારણોથી લોપ થઇ તેને દુર્બલતા આવી છે, તેની નૈસર્ગિક યોગ્યતા ઉપાધિયોને લીધે જતી રહી છે; તથાપિ તેને ફરી સામર્થ્ય અને યોગ્યતા ઉત્તરોત્તર આવવી એ જ મોક્ષનાં પગથિયાં છે; અને તે અનંત છે. જ્ઞાનમાર્ગને અંગે નીરસતા એ દોષ છે, તે જ પ્રમાણે સ્વર્ગવાસ અને ત્યહાંના ભોગ એ કરેલાં કર્મો સારૂ બદલો મળનારી થાપણ, એ કલ્પના ભુલભરેલી છે અને તે તુકારામબાવાને ગ્રહણીય લાગી નહીં. કારણ, તેનાથી પણ અંદાજથી વધતા આનંદનો અનુભવ પ્રાપ્ત થતો નથી. સ્વર્ગ અને નરક નામનાં કોઇ જૂદાં સ્થાન અથવા જૂદા પ્રદેશ છે એમ નથી. સ્વર્ગ અને નરક આ જ લોકમાં છે, અને તેમનો અનુભવ આપણને અહીં જ થાય છે. આપણે રસ્તાપર ચાલીએ છીએ ત્યારે એક બાજુએ સ્વર્ગ અને બીજી બાજુએ નરક હોય છે. જે કુટુંબમાંનાં મનુષ્યો પરસ્પર પ્રેમ કરે છે, હળીમળીને રહે છે અને એકબીજા સાથે કદી લઢતાં નથી ત્યહાં સ્વર્ગ જ છે, એમ સમજવાનું; અને જે કુટુંબમાં દુરાચાર તરફ પ્રવૃત્તિ હોઇ એક બીજાનાં કહ્યામાં રહેતાં નથી, વારેઘડિએ લડાઇ લડે અને માંહોમાહે બેબનાવ રહે ત્યહાં નરકવાસ છે. વધારે વિવેચનની જરૂર નથી. હરેકમાં અંતર્યામી સ્વર્ગ અને નરક છે. આ વાત અન્તર્દૃષ્ટિએ જોવાથી જણાઇ આવે એવી છે. પાપાચરણ કરવું અને પાપત્રાસના મનમાં આવવી એ નરક; સારૂં કૃત્ય કર્યા છતાં પછી તે જ અથવા તેના જેવું કરવાની ઇચ્છા થવી, એ સ્વર્ગ. ખરાબ સંસ્કાર અને તજ્જન્ય મનને આડે રસ્તે દોરી જનારા વિકાર એમની બેડી

ઉકેલવી અને અધોગતિ, દુર્દશા ટાળવી એટલે અહીં જ સ્વર્ગવાસ, અ-
હીં જ મુક્તિ, એજ અનુમાન શ્રેયસ્કર છે. તે જ સ્વર્ગનરક અન્યત્ર છે
એમ માન્યાથી દુર્દશા થાય છે, અને તે આપણે હાથે કરી કરી લઇએ
છીએ. સ્વર્ગનરક દૂર છે; તેમના વિષે આજે જ વિચાર કરવાની જરૂર
નથી; એમ કહી આપણે બેફામ મનથી વર્તન કરીએ છીએ
અને તેથી કરી દુર્ધર હાનિ થાય છે. સ્વર્ગવાસ અને ત્યહાંના ભોગ એ
વિષે જ્યાં સુધી લેણદેણની કલ્પનાઓ છે ત્યહાં સુધી હાનિજ થવાની;
મનુષ્ય ગમે તે ધર્મનો હોય તો એ શું થયું.

સારાંશ, સ્વર્ગ મોક્ષ દૂરસ્થ પ્રાપ્તવ્ય છે એમ નથી, આ જ બધા
ધર્મોનો ખરો સિદ્ધાંત છે. રુચિવૈચિત્ર્ય પ્રમાણે અથવા પાત્રતા પ્રમાણે
જે ઉપર કહેલી બે અશુદ્ધ હાનિકારક કલ્પનાઓ ઉદ્ભૂત થઇ છે તેમને
વળગી રહેવું એટલે માથાના ફરેલા માણસ જેવું વર્તન કરવા જેવું છે.
જપતપ, યજ્ઞયાગ, ધ્યાન, આસન, આદિની યોજના ખુશી હોય તો ભલે
કરવી, પરંતુ તુકારામબાવાએ ઉપરના અભંગમાં પોતાનો અનુભવ લખી
રાખ્યો છે તે પ્રમાણે તે પરિણામે સત્કર્મ તરફ પ્રવૃત્તિ કરનારાં હોય,
તો જ ફલપ્રાપ્તિની આશા છે. એ સર્વકાલ ધ્યાનમાં રાખવું, અને આ-
પણામાંથી પ્રત્યેકે આ અભંગનું ચિંતન કરવું.

---

# સ્વર્ગ અને નરક.

आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।
मामप्राप्यैव कौंतेय ततो यान्त्यधमां गतिम् ॥ २० ॥
त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥२१॥
एतैर्विमुक्तः कौंतेय तमोद्वारैस्त्रिभिर्नरः ।
आचरत्यात्मनः श्रेयस्ततो याति परां गतिम् ॥ २२॥

સ્વર્ગ, નરક અથવા મોક્ષ સંબંધે આપણા આ સમાજના જે અભિપ્રાયો છે તે કેવળ અંગ્રેજી શિખેલા આધુનિક સુધારકોના ન છતાં તેમને પૂર્વકાલીન તુકારામ જેવા સાધુઓના મતનો આધાર છે, એમ પાછલા એક પ્રસંગે મેં પ્રતિપાદન કર્યું હતું અને વળી કેટલાક જૂના ગ્રંથોમાંથી આધાર બતાવી તે વિષય તેજ વખતે પૂરો કરવાનો વિચાર હતો; પરંતુ કાલસંકોચનને લીધે તુકારામબાવાના બે જ અભંગ લઈ તેમ કરવું ફાવ્યું. તેથી ભગવદ્ગીતાના સોળમાં અધ્યાયમાંના ઉપરના ત્રણ શ્લોકમાં સ્વર્ગ અને નરક અથવા ઉત્તમ ગતિ અને અધોગતિ સંબંધે જે ઉલ્લેખ કર્યો છે તે પણ તેવાજ પ્રકારનો હોવાથી આજ તે વિષે બોલવાનો વિચાર છે. પહેલા બે શ્લોકમાં મુખ્ય ગ્રાહ્ય ભાગ, કામ, ક્રોધ અને લોભ એ ત્રણ નરકનાં દ્વારો કહ્યાં છે અને અધમ ગતિ એટલે આત્માનો નાશ એમ જે કહ્યું છે તે છે. ત્રીજા શ્લોકમાં કહ્યું છે કે જે મનુષ્ય આ ત્રણ દ્વારો છોડી દઇને વર્તે છે તે પોતાના આત્માનું કલ્યાણ કરે છે અને પર એટલે ઉત્તમ ગતિ પ્રત્યે જાય છે. સ્વર્ગનરક સંબંધે અમે યુક્તિવાદની રીતિએ પ્રતિપાદન કરીએ તો અમે તમારૂં કહેવું શા માટે માનિએ? એવું કેટલાક શ્રોતાઓ તરફથી પૂછવામાં આવે છે. અને નરક એટલે શું; અધમ ગતિ એટલે શું સ્વર્ગનું સ્વરૂપ કેવું; અને તેના માર્ગ કયા; એ અનુભવના બહારના વિષયો સંબંધે અનધિકારી સાધારણ મનુષ્યે બોલવાનો પ્રયત્ન કરવો એ નહાને મોઢે મ્હોટા કોળિઓ લેવા જેવું છે, એમાં સંશય નથી.

તે ઉપરાંત ધર્મવિષયક વિચારની જાગૃતિ કરવી એ જ આ મંદિરમાં અપાતા ઉપદેશોનો મુખ્ય ઉદ્દેશ હોવાથી, ઉપર દર્શાવેલો આક્ષેપ લેવામાં આવ્યો છે એ હું ઉપદેશનું ભાગ્ય જ સમજું છું. અસ્તુ. સ્વર્ગના માર્ગો શા અને તેમનું સ્વરૂપ શું અને નરકનાં દ્વારો કયાં અને નરકનું સ્વરૂપ કેવું એ વિષે કોઇએ દુરાગ્રહ લઇ બેસવાનું કારણ નથી, અને તે મનમાંથી દૂર કરવાના હેતુથી નિદાન બે હજાર વર્ષ પહેલાં લખાયલા એવા ભગવદ્ગીતારૂપ ગ્રંથમાંનાં વિધાનો આધારભૂત લઇ ચાર શબ્દ કેહેવાનો આ જ સંકલ્પ કર્યો છે.

આત્માનો નાશ એ જ નરક; અને આત્માની ઉન્નતિ અથવા તેનું કલ્યાણ એ જ સ્વર્ગ; તેમ જ આત્મા સ્તિમિત નથી; તેનો શરીર સાથે નાશ થતો નથી; અને આત્માને ગતિ છે; આ મત બધા સંપ્રદાયોને માન્ય છે, એટલું જ નહી, પણ તે એકંદર ધર્મોનાં મૂળમાં છે. પરંતુ સાવયવ અથવા સાકાર દૃશ્ય પદાર્થોની ગતિ દેખાય છે અને સમજમાં આવે છે, તેવી રીતે આત્માને પર અને અધમ ગતિ છતાંએ તે દૃગ્ગોચર ન હોવાથી, તેમને વિષે વૃત્તિ સંશયિત થઇ મતભેદને જગા મળે છે. તથાપિ આપણા આત્માને ઉત્તમ અથવા અધમ ગતિ પ્રાપ્ત થાય એવી કોશીશ કરવાનું સ્વાતંત્ર્ય અને સામર્થ્ય આપણામાં થોડે ઘણે અંશે પણ મુકેલું છે એવી સાધારણ સમજ છે અને તેને તુકારામબાવાના નીચે કહેલા બે અભંગમાં પ્રમાણ પણ મળે છે. તે અભંગ આ પ્રમાણે છેઃ—

**मरण माझें मरोन गेलें। मज केलें अमर ॥ १ ॥**
**ठाव पुसिलें बुड पुसिलें। वोस वोसलें देहभावा ॥ २॥**
**आला होता गेला पुर। धरिला धीर जीवनीं ॥ ३ ॥**
**तुका ह्मणे बुनादीचें। जालें साचें उजवणें ॥ ४ ॥**

**मरणा हातीं सुटली काया। विचारें या निश्चयें॥ १ ॥**
**नासोनियां गेली खंती। सहजस्थिति भोगाचे ॥ २ ॥**
**न देखेंसें जालें श्रम। आलें वर्म हाता हें ॥ ३ ॥**
**तुका ह्मणे कैंची कींव। कोठें जीवानिराळा ४ ॥**

"'**मरण माझें मरोन गेलें । मज केलें अमर**' આ તુકારામ બાવાનો અભંગ ગીતાના અનુવાદનો જ છે. હવે મરણ યાને મરવું યા મૃત્યુ ક્યારે અને કેવી રીતે મરી જશે અને અમર શબ્દની વ્યાખ્યા શી, એ વિચાર રહ્યો. કોઈ કહેશે કે મરણ બધાં જ મરી જાય છે અને તેથી બધા જ અમર થાય છે. તો તેવો "**मरण मरून जाणे**' એટલે 'મરણ મરી જવું' એ શબ્દોનો અર્થ નથી; દેહમાં છતાં મરણ મરી જવું જોઇએ. આ પર કોઇ શંકા કરશે કે દેહધારી છતાં મરણ મરી જવું એમ કહેવું એ કેવળ શબ્દજાલ, એ કેવળ શબ્દચ્છલ છે; આથી વધારે આમાં કશું નથી. પણ દેહમાં છતાં મરણ મરી જવું એમ કહેવામાં વિસંગતિ છે એમ ન સમજવું. આ સ્થિતિ અનુભવથી સમજાય તેવી છે. એટલું જ કે કિંચિત્ અનુભવથી જે વાત જાણવામાં આવે છે તે **ચિરંતન** (ચિરકાલના) અનુભવવાળી થવી જોઇએ અને તેનો નિરંતર અનુભવ મળવો જોઇએ. મરણ મરી જવું એટલે શું અને તે શી રીતે થાય છે, એનો ખુલાસો આ જ અભંગના ત્રીજા ચરણમાં કર્યો છે. જન્મ મરણનો પૂર એટલે રેલ આવી અને ગઇ. નદીમાં બેસુમાર પાણી ચઢી આસપાસ ફેલાય છે ત્યારે તેમાં સપડાયલો માણસ મજબુત આધારને પકડી ન રહે તો તે તણાઇ જઇ તેનો નાશ થાય છે, તે પ્રમાણે જેને ઠેકાણે આપણું જીવન છે અને જેના યોગે કરી સર્વ સૃષ્ટિને જીવન પ્રાપ્ત થયું છે એવા પરમાત્માને આપણે ધીરજથી વળગી રહીશું તો આ જન્મમરણ રૂપ પ્રચંડ પ્રવાહમાંથી તરી પાર પહોંચીશું, નહીં તો પ્રવાહસાથે સપાટાથી વેહેતા જઇશું. દેહધારી છતાં પરમેશ્વરને વળગી રહી આત્માનું શ્રેય અથવા કલ્યાણ થાય એવી રીતે વર્તવું, એ સ્વર્ગનો માર્ગ; અને સંસારમાં એકામ નિમગ્ન રહી આત્માનો નાશ થવા દેવો એ નરકનો માર્ગ. આ દૃષ્ટિએ જોવાથી, સ્વર્ગ નરકનો અનુભવ આ લોકમાં જ મળે તેવો છે સ્વર્ગનરક જુદાં પ્રાપ્તવ્ય સ્થાન ન છતાં અહીં આરંભ થનારી સ્થિતિના જ આગળ ઉપર થનારા અંત છે. આત્માના કલ્યાણની અથવા નાશની શરૂઆત અહીં થઇ છે તેની જ આગળ અથવા પાછળ ગતિ અથવા વૃદ્ધિ થવાની છે.

બીજા ચરણમાં મરણ મરી જવું એટલે “ **ठाव पुसिलें बुड पुसिलें । वोस वोसलें देहभावा** ” એમ કહ્યું છે. દેહભાવ ‘ **ओस झाला** ’ યાને ઉજડ થયો એટલે શું, એ સમજવાને દુષ્કાળ પડે છે એટલે શું થાય છે તે મનમાં લાવવું જોઇએ. મુંબઇમાં દાણાદુણાની મોંઘવારી સિવાય અન્ય રીતે દુષ્કાળનાં પરિણામ જાણવામાં આવતાં નથી; તેનું ખાસ ભયંકર સ્વરૂપ અને પરિણામ બહારગામો અને ગામડાઓમાં જોવામાં આવે છે. એકાદ પ્રાંતમાં દુષ્કાળ પડે એટલે ત્યહાંનાં ગામનાંગામ ઉઠી જાય છે. સર્વ વ્યવહાર બંધ થઇ સર્વત્ર ઉજડ અને બેચિરાગ ( વસ્તી ન હોવાને લીધે જ્યહાં દીવા બળતા નથી તેવું) થાય છે. નાશ કરનારા ભૌતિક ઉપાયોથી તદ્દન વિધ્વંસ થઇ જાય છે, અને તે જગાપર થોડા દહાડા પહેલાં ગામ વસેલું હતું તેની કશીએ નિશાની રહેતી નથી એવું થઇ જાય છે. વસ્તીવાળો ભાગ જતો રહેલો હોવાથી મરામતને અભાવે ધરો પડી જઇ થોડા જ કાળમાં ત્યહાં જમીન જેવી જમીન થઇ જાય છે. તેમ જ પાછલા જમાનામાં રાજાની એકાદ ગામપર અથવા શહેરપર ઇતરાજી થતી અને તેનું નામ જેવું સાંભળવાનું પણ સહન થતું નહિ ત્યારે તેનાપરથી ગધેડાનું હળ ફેરવવું એ જ ભારેમાંભારે શાસન થતું. તેમ કર્યાથી ગામ જમીનદોસ્ત થઇ ઉજડ વેરાન થતું આ જ સ્થિતિ, આ જ પ્રકાર દેહભાવ **ओस** યાને ઉજડ અથવા વેરાન થવાનો છે. આ જ મરણ મરવું છે. પોતે દેહમાં છતાં દેહભાવ આવી રીતે વિગલિત થવો મુશ્કેલ છે, એમ સામાન્ય મનુષ્યોનો અનુભવ છે; તોએ દેહભાવ જે વખતે નષ્ટ થાય છે એવી. ક્ષણ પ્રત્યેકને અનેક પ્રસંગે આવે છે. પોતાને પોતાનું ભાન રહેતું નથી એવી સ્થિતિના અનુભવ ગવૈયા અને ગાયનપ્રિય લોકોને અનેક વેળા આવ્યાં કરે છે. એકાદ મનને ઉલ્લસિત કરનારા રાગની તાન છેડવામાં આવે ત્યારે તેઓ દેહભાન ભૂલી જઇ તલ્લીન થાય છે. કોઇ વિદ્યાર્થીને અઘરા પ્રશ્નના ખુલાસા કરવાના હોય છે ત્યારે તે અગાડી તેને ખાવાનું પણ સુઝતું નથી અને ખાધું હોય તોએ ખાધા જેવું લાગતું નથી. આ વિદ્યાભ્યાસંગને લીધે દેહભાવ નષ્ટ થઇ જવાનો જ પ્રકાર છે. તેમ જ કોઇ માણસની બીમારીમાં અત્યવસ્થા થઇ જાય ત્યારે તે સ્થિતિમાં

માંદા માણસનો વખત તો જતાં જતો નથી; પણ તેની ખડી ચાકરી કરી તેને મંદવાડથી થતા કલેશ અને હેરાનગતિ હલકી કરનારા ઉપાય યોજવામાં દીવાપાસે બેશી રાત કાઢનારાં અને તેને વિષે નિરંતર ચિંતા કરનારાં માબાપ, ભાઇબેહેનો, ઇષ્ટ મિત્ર અથવા સ્ત્રી અને છોકરાંઓને તો પોતાનાં દેહનું પણ ભાન રહેતું નથી. માંદા માણસની શુશ્રૂષા કરવાનો આ અનુભવ અત્યંત શ્રેયસ્કર છે અને તે જેને આખી જીંદગાનીમાં મળતો નથી તેને હતભાગ્ય જ સમજવો. એ રીતે પ્રીતિ, નાદ અને વિદ્યાવ્યાસંગના બહારમાં અમે દેહી છીએ એ ભાન રહેતું નથી, અને આવો અનુભવ અનેક પ્રસંગે આવે છે '**ब्रह्मानंदी लागली टाळी । कोण देहातें सांभाळी ॥**' ( એટલે, ભજનના યોગે બ્રહ્માનંદમાં તલ્લીન થયા પછી દેહનું ભાન કોને રહે ): એવા રંગમાં ભજન આવે ત્યારે ભજની લોકોનો અનુભવ એવો હોય છે કે તેઓ દેહધારી છતાં આપણે દેહાતીત છીએ એવું તેમને લાગે છે, અને તેટલા વખતને લીધે તો તેમનું મન લુપ્તપ્રાય છે. આ વાત સત્ય છે કે આ જે નિવૃત્તિ અને પ્રવૃત્તિનો અનુભવ છે તે થોડા વખત સુધી રહે છે અને તેને સ્થિર કરવો મુસ્કિલ છે. પરંતુ તેને ચિરસ્થાયી કરવો કઠણ હોવાને લીધેજ તેની વિશેષ મહત્તા છે, અને તે કલ્યાણકારક છે એવું આપણે માનીએ છીએ તો તેને દૃઢ કરવો એ આપણું કર્તવ્ય છે. એ રીતે આપણે દેહધારી છતાં આપણું ( એટલે દેહનું ) મરણ જોઇ આપણે અમર થયાં એટલે '**ठांव पुसिलें बुड पुसिलें । वोस वोसलें देहभावा ॥**' એવી સ્થિતિ થાય છે. જેના યોગે સર્વ સૃષ્ટિને જીવન પ્રાપ્ત થયું છે એવા પરમાત્મા શિવાય આપણને બીજો આધાર નથી, તે જ આપણું એક શરણસ્થાન છે, એવો દૃઢ વિશ્વાસ ધરી જે તેનેજ વળગી રહે છે, તેને મરણ છે યા નહીં તેની કશી ફિકર રહેતી નથી. આવા પુરુષને શરીરના સાહચર્યથી મંદવાડ આવે તો કલેશ થતો નથી એમ ન સમજવું. પરંતુ કહેવાનો મતલબ એ છે કે તેની સમતા-સમાધિ અથવા સમાધાન એમાં ખામી પડતી નથી. આવી રીતે દેહધારી છતાં શારીરિક ક્લેશ થતો હોય તોએ શરીરવિષે ઉદાસીન રહેવું એનુંજ નામ મરણનું મરી જવું છે.

આત્માનો શરીરસાથે નાશ થતો નથી, તેને ગતિ છે અને તેની

ઉન્નતિ તે સ્વર્ગ અને તેની અવનતિ અથવા નાશ તે નરક એ
ખ્યાલ સર્વ ધર્મોનાં જડમાં રહેલો છે. પરંતુ ભૂલ અહીં થાય છે
ધર્મવિતાન પ્રબલ થાય ત્યારે કલ્પનાને ફણગા ફુટી સ્વર્ગ નરકનાં બ
જરૂપી અનુભવ આપણને આપણામાં વાસ કરનારા સુષ્ટ દુષ્ટ ભાવો
જણાઇ આવતાં, આપણે સ્વર્ગ નરકને કહીં દૂર મૂકી દઇએ છીએ. આ
ત્મા શરીરના પાશથી બદ્ધ થઇ, કામ ક્રોધાદિકને અધીન
એટલે નરક અથવા અધોગતિની શરૂવાત થઇ એમ જાણવું; તેજ આ
દુષ્ટ વૃત્તિઓથી પરાવૃત્ત થઇ શાંતિના–સમાધાનના માર્ગે ચઢે, તો સ્
અથવા પરાગતિને પ્રારંભ થયો એમ સમજવું. સારાંશ, પરાગતિને અ
તો અધમ ગતિને જે વ્યાસંગ અથવા ઉદ્યોગ કારણીભૂત થાય
તેનો પ્રારંભ અહીંજ થવો જોઇએ પરંતુ, કવિતાની કલ્પનાશક્તિ
અવકાશ મળે તેવે પ્રકારે ધર્મનું અતિ શુદ્ધ સ્વરૂપ બદલાઇ જઇ તે વિ
વાદવિવાદનાં રણ મચી સ્વર્ગનરક પર અવડંબર ગ્રંથ રચાયા છે. આ
કરીને મનુષ્યના ધર્મકર્મમાં મૂક્ષિકાપાત થઇ જવા જેવું થાય છે.
વિતાનો યાને વાદવિવાદ ગમે તે પ્રકારના હોય પરંતુ સ્વર્ગનરક આપ
પરિવારમાં, આચરણમાં અને હમેશની કૃતિઓમાં છે, અને આથી વિ
રુદ્ધ મતોનું અવલંબન કરવામાં આવે તો તે તે ધર્મના તેમજ સ
ધર્મોનાં રહસ્યનો ભંગ થાય છે. સ્વર્ગનરક આપણેજ ઠેકાણે, આપ
ઘરમાં, આપણાં કુટુંબમાં અને શહરમાં છે, એ કલ્પના દૃઢ થવી
ઇએ. આત્માને આપણે અહીં જે ગતિ આપીશું તેજ આગળ જ
જારી રેહેવાની છે. જેમ દડીને જે દિશામાં ફેંકીએ તેજ દિશામાં તે
સામાન્યતઃ ગતિ રહે છે, તેવોજ પ્રકાર આત્માની ગતિનો છે. એટ
માત્ર કરવાની આપણે સાવચેતી રાખવી જોઇએ કે, શરીર આત્મા
ધક્કો દેવા લાગે તો આત્મા તરફથી પણ તેને બદલામાં ધક્કો દેવડાવ
અને શરીરનું પ્રાબલ્ય થવા દેવું નહીં. આ સંબંધમાં સ્વર્ગ અને ન
અથવા પરાગતિ અને અધમગતિ એ આત્માની બન્ને ગતિઓનો
હીંજ પ્રારંભ થાય છે, એ ધ્યાનમાં રાખી તેને શરીર તરફથી ધ
મળતાં અનિષ્ટ દિશાએ તેની ગતિ ન થાય તે આરૂ લોકોમાં વિશે
પ્રકારની જાગૃતિ કરવી, એજ આપણા આ સમાજનું કર્તવ્ય છે. સ્
ર્ગનરક વિષે શુદ્ધ સમજ મનમાં રાખો, આ ઉપરાંત જેવી શ્રદ્ધા હે

તેમ ખુશીની સાથે માનો. સ્વર્ગનરક બીજરૂપે અહીંજ અને આપણે ઠેકાણે છે આ શ્રદ્ધાની વાત નથી, અનુભવની છે; અને આ શુદ્ધ તથા અનુભવસિદ્ધ અભિપ્રાય શ્રેયસ્કર છે. સંપૂર્ણ વિશ્વનું જીવન જે પરમેશ્વર તેને ઠેકાણે સંલગ્ન થઇ કેટલાંએ પૂર (flood) આવે અને જાય તો તેની હરકત નથી, એવી મનની સ્થિતિ થવી, એજ દેહમાં રહી મરણ મરી જતાં અમર થવું છે અને એજ આત્માની બીજરૂપ પરાગતિ છે. તેવા પ્રકારની મનની તૈયારી થવી અને ઔદાર્ય, સમાધાન અને શાંતિનો નિરંતર અનુભવ લેવો અત્યંત ઇષ્ટ છે. આ અનુભવ જે ભાગ્યશાળી પુરુષોને અખંડિત પ્રાપ્ત થતો હશે, તેમને જન્મ મરણનાં પૂર કેટલાંએ આવે તો પણ તેની દરકાર ન રહેતાં '**तुका म्हणे गर्भवासी । सुखें घालावें आम्हांसी**' (તુકારામબાવા કહે છે કે અમને સુખેથી ગર્ભવાસ કરાવો) એવો બેફિકરાઇનો ઉદ્ગાર તેમના મોઢેથી નિકળે તો તેમાં આશ્ચર્ય નથી. વિશેષ મહત્વના સિદ્ધાંતનો જે ભાગ છે, તે આજ કે કામ, ક્રોધ અને લોભ એ ત્રણ નરકનાં દ્વારો છે; તેમાંથી જે મુક્ત થાય તે આત્માનું કલ્યાણ થઇ તેને પરા એટલે ઉત્તમ ગતિ પ્રાપ્ત થાય; તેમાંથી (ત્રણ નરકના દ્વારોમાંથી) જે ચાલતો રહે છે તે આત્માનો નાશ થાય છે અને તેને અધમગતિ અથવા નરકપ્રાપ્તિ થાય છે. આથી કરીને ભગવદ્ગીતામાંનાં ઉપરના ત્રણ શ્લોકોનો તેમજ તુકારામ બાવાના આપેલા બે અભંગોનો સર્વેએ વિચાર કરવો અત્યંત શ્રેયસ્કર થશે અને તે અવશ્યમેવ કરવો.

# સિદ્ધ, સાધ્ય અને સાધક.

થોડા દિવસ ઉપર આ (મુંબાઇ) શહેરમાં ખ્રિસ્તી ધર્મના મુખ્ય ઉપદેશક મુંબાઇના લોર્ડ બિશપે* એ પ્રશ્ન વિચાર માટે રજુ કર્યો હતો કે તે ધર્મના પ્રસાર માટે ઉદ્યોગ કરનારા લોક, કેટલાક તે માટેના અધિકારવાળા અને કેટલાક તે બહારના, એકત્ર થતા કેમ નથી અને અહીં ખ્રીસ્તી ધર્મના અનુયાયીઓના સાડાત્રણસે પંથોમાંના જે દસ વીસ મુખ્ય છે તેમની માંહેનો અણબનાવ મટી એકમેળ કેમ થતો નથી તથા થશે કે નહિં. તે સભામાં* જે વાતનો વિચાર થયો તેની સવિસ્તર હકીકત પ્રસિદ્ધ થયા પછી એ મુદ્દાપર યોગ્યાયોગ્યની ઘણી ચર્ચા વર્તમાનપત્રોમાં પણ થઈ. પેટાભેદ ન હોય તો અધિક શ્રેયસ્કર થાય અને સહુ એક થાય તેવી તજવીજ થવી જોઇએ એવું સભામાં હાજર થયેલા લોકોને જણાયું હતું એમ દીસે છે. લોર્ડ બિશપ સાહેબને આ પ્રશ્નનું સૂચન થવાનું પ્રત્યક્ષ કારણ એ હતું કે ખ્રિસ્તી ધર્મમાંના સર્વથી મોટા રોમન કેથોલિક પંથના પ્રધાનાચાર્ય પોપ લિઓએ પ્રતિવર્ષના રીવાજ પ્રમાણે ઇંગ્લાંડના લોકોને ઉદ્દેશીને એક આશીર્વાદપત્ર *મોકલ્યો હતો. આ જુદા જુદા ખ્રિસ્તી સંપ્રદાયોમાં ઘણાં વર્ષોથી ચાલતો આવેલો મતભેદ ભાગી એક થવું અત્યંત ઇષ્ટ છે અને તેમ જલદીથી થશે, એવી આશા રાખીએ છીએ, એવો મજકુર હતો. આ ઉપરથી એ સ્પષ્ટ છે કે ખ્રિસ્તી લોકોમાં એ સામાન્ય ચિંતન છે કે આપણામાં રહેલો અણબનાવ મટી સલુખ થાય. આપણે જે બ્રાહ્મ ધર્મના અનુયાયી છીએ તે ધર્મનો પ્રસાર બહુ થયો નથી અને તેનો વિસ્તાર થોડો છે. એમ છતાં આપણામાં પણ બે ત્રણ પંથ છે; અને તેમને એક કરવાની ચિંતા આપણને પણ થયેલી છે. આપણા પ્રાર્થનાસમાજને ચાલતા હિંદુ ધર્મ સાથે જેવો સંબંધ છે તેવોજ સંબંધ પ્રચલિત ખ્રિસ્તી ધર્મ સાથે યુનિટેરીઅન સંપ્રદાયને છે. તે સંપ્રદાયના ઉપદેશક ડાક્તર સંડરલેન્ડ કલકત્તે ગયા હતા ત્યારે બ્રાહ્મ ધર્મના અનુયાયીઓના જે નાના મોટા સમાજ છે તેઓમાં ભેદ શા માટે છે અને કયા ધોરણપર તે ભેદ મટવાનું શક્ય છે એ પ્રશ્ન તેમણે કાઢયો હતો, ગેરમાહીતીને લીધે આ સવાલનો નિકાલ કરવાનો આપણને અધિકાર નથી તેમ આપણી પાસે સાધન પણ નથી તેથી એ

# વ્યાખ્યાનોની અનુક્રમણિકા.